# ગાથાવાણી ઉપર મનન

મનનકાર

મરહુમ રૂસ્તમજી હો. પુ. મીનોચેહર-હોમજી

પ્રગટ કરનાર

બહમન હો. મીનોચેહર-હોમજી

# ગાથાવાણી ઉપર મનન

મનનકાર

મરહુમ રૂસ્તમજી હો. ખુ. મીનોચેહર-હોમજી

પ્રગટ કરનાર

બહમન હો. મીનોચેહર-હોમજી

મિત્ર મંડળ તથા આતશકદેહોમાં મુફત વહેંચવા માટે

પ્રત ૧૦૦૦

ઇ. સ. ૧૯૩૧—કરાંચી



આ પુસ્તક અલેક્ષ. ફ્રાનસીકાએ ધી "યુનીયન" પ્રેસ, લીમીટેડમાં
છાપ્યું છે અને બહમન હો. મીનોચેહર-હોમજીએ
બોનસ રોડ, કરાંચી ખાતે પ્રગટ કીધું છે.

# અર્પણ પત્રિકા



મારા વડા ભાઇજી મરહુમ શેઠ રૂસ્તમજી હોરમસજી ખુરશેદજી મીનોચેહર-હોમજી, "ધી ટાઇમ્સ ઑફ ઇંડયા"ના માજી જનરલ રીપોર્ટર, જેવણે પોતાની આખી જીંદગી "જરનેલીઝમ"ના ઉત્તમ ધંધામાં કાઢી હતી, તેવણની એક વેળાની ઇચ્છા કે 'પવિત્ર ગાથાનો ડૉકટર મીલ્સના અંગ્રેજી તરજુમા ઉપરથી મરહુમે ઉપજાવી કાઢેલો મનનિય સાર છપાવી પ્રગટ કરી શકાય તો તેવણ ખુશી થાય' એવી મરહુમની તે ઇચ્છા અનુસાર આ નાનકડી કેતાબ મિત્ર મંડળમાં વહેંચવા તથા આતશકદેહોમાં ભેટ કરવાના હેતુથી પ્રગટ કરી છે.

મારા બીજા ભાઇ શેઠ સોહરાબજી સાથે મળીને મરહુમે સેવકને મોબેદી પેશામાંથી કાઢીને અંગ્રેજી તાલીમ અપાવવાની અને ત્યારબાદ સને ૧૮૮૯માં શ્રી પંજાબ ખાતે સાથે લઇ જઇને નોકરીમાં રખાવવાની જે કાળજી રાખી હતી તે અહેશાનોની એક અદના યાદ તરીકે આ કેતાબ અર્પણ કરૂં છું.

લા. નાનો ભાઇ,

**સેવક બહમન હોરમસજી મીનોચેહર-હોમજી**

• હોમાય લોડજ, બોનસ રોડ, કરાંચી.

રોજ ૧-૧૨-૧૩૦૦ ય. ઝ.

# બે બોલ

---------

આગળાં પાનાં ઉપર અર્પણ પત્રિકામાં જણાવવા મુજબ પવિત્ર ગાથાવાણીનો મરહુમ ડૉકટર મીલ્સના અંગ્રેજી તરજુમા ઉપરથી મરહુમ શેઠ રૂસ્તમજી હોરમસજી ખુરશેદજીએ ઉપજાવી કાઢેલો ગુજરાતી મનન-સાર કેવી રીતે છપાવવો કે જેથી ગાથા ગાનાર જરતોશ્તીને તે કોઇ રીતે ઉપયોગી થઇ પડે, ઇત્યાદિ બાબતો વિષે આપણા માનવંત દસ્તુરજી સાહેબ ડૉકટર માણેકજી નસરવાનજી ધાલાની સલાહ સેવકે ચાહી હતી. એવણ સાહેબની સૂચના મુજબ, પાંચે ગાથા શુધ્ધ ઉચ્ચારે દરેક પાનાં ઉપર એક એક ફકરો ગુજરાતી હરફમાં છપાવીને તેના દરેક ફકરાની નીચે મરહુમ રૂસ્તમજીએ ઉપજાવેલો સાર, તેમાંના કાંઇક ભારી શબ્દોની સમજણ સાથે આપવાનું નક્કી કરવામાં આવ્યું હતું. સેવકની અરજ ઉપરથી મજકુર સઘળું કામ દસ્તુરજી સાહેબના લાયકીવાળા વડા બેટા એરવદ સાહેબ નરીમાન માણેકજી ધાલા, એમ. એ. એ ઉપાડી લીધું હતું. એ મુજબ ભાઇજી નરીમાને, કાળજી અને ખંત સાથે, પાંચે ગાથા શુધ્ધ ઉચ્ચારે ગુજરાતીમાં ઉતારવામાં, તેના દરેક ફકરા નીચે તેનો મજકુર સાર ગોઠવવામાં, સમજણ સાથનો દિબાચો લખવામાં, છપાવવાની દરેક ગોઠવણ કરવામાં, છાપાના પ્રુફો તપાસવામાં અને છપામણીની સફાઇ વગેરે ઉપર દેખરેખ રાખવામાં મહેનત લઇને આ કામ સરંજામ ઉતાર્યું છે, તે માટે એવણ ભાઇજીનો હું ઘણો ઘણો ઉપકાર માનું છું.

સેવક,

**બહુમન હોરમસજી મીનોચેહર હોમજી**

હોમાય લોડજ, બોનસ રોડ, કરાંચી.

તા. ૪ ઑગષ્ટ ૧૯૩૧.

# દીબાચો

લખનાર:—**એરવદ નરીમાન માણેકજી ધાલા, એમ. એ.**

**જરથુશ્ત્રનાં ભક્તિ ભજનો.** પવિત્ર અહુનવરના ૨૧ શબ્દોની ગણત્રી મુજબ ૨૧ નસ્કો યાને પુસ્તકોમાં પુરાતન અવસ્તા સાહિત્ય રચાયું હતું એવી આપણી માન્યતા છે. આ ૨૧ પુસ્તકોને પહેલવી દીનકર્દ કેતાબના લખનાર દર સાત સાતના ત્રણ ભાગમાં વહેંચે છે. પહેલાં સાત પુસ્તકો ગાસાનીક યાને ગાથાને લગતાં, બીજાં સાત હાતક માનસરીક યાને મંત્રોને લગતાં તથા ત્રીજાં સાત દાતીક યાને કાયદાને લગતાં હતાં એમ તેઓ જણાવે છે. જમાનાની ગીરદેશી વચ્ચે એમાંનો ઘણો થોડોજ ભાગ આજે આપણી પાસે બચી રહેવા પામ્યો છે. એ હૈયાત અવસ્તાનાં લખાણો ગદ્ય (*prose*) અને પદ્ય (*poetry*)માં રચાયલાં છે. આ સાધારણ હકીકતથી આપણે ગઇ સદીની અધવચ સુધીમાં વાકેફગાર હતા નહીં. તમામ ગાથા કાવ્ય છે તે ઉપરાંત બીજાં લખાણોમાં પણ જગે જગ કવિતામાં રચાયલા ફકરાઓ મળે છે એ બીનાથી આપણને હાલના જમાનામાં પહેલી-વાર, આપણા તમામ અવસ્તાની સત્તાદાર ટૅક્ષ્ટ પ્રગટ કરનાર મરહુમ વિદ્વાન ડૉક્ટર ગલ્ડનરે, જાણીતા કીધા છે. ગાથા શબ્દનો ધાતુ ગાવું અર્થ રજુ કરે છે, તે મુજબ ગાથાના આ શ્લોકો ખુશ હલકે ગાઇ, ભણી શકાય તેવી રીતે છંદોમાં રચાયલા છે. સ્પીતમ જરથુશ્ત્ર અને તેમના પહેલા શાગેર્દોએ તે ઇરાન સરજમીન ઉપર પોતાની જીંદગી દરમિયાન પોતાના ધર્મનો ફેલાવો કરતાં ગાયલાં, ખુશ હલકે ભણેલાં ભક્તિરૂપ ગાયનો, ભજનો તે આ ગાથાનો સંગ્રહ છે.

**ગાથાના હૈયાત શ્લોકો.** એવું જણાય છે કે પયગમ્બર સાહેબના રચેલા તમામ ગાથા આપણે હાથ આવવા પામ્યા નથી. જે ગાથા આપણી પાસે બચવા પામ્યા છે તે આપણાં યસ્ન યાને ઇજશ્ને નામનાં ક્રિયા, ભક્તિનાં દફતરમાં સમાવી દેવામાં આવ્યા છે. ઇજશ્નેના ૭૨ હા યાને પ્રકરણમાંના ૧૭ હા આ ગાથાના શ્લોકોના બનેલા છે. અહુનવદ નામે જણાયલો પહેલો ગાથા ઇજશ્નેના ૨૮મા હાથી શરૂ થઇ ૩૪મા સાથે પુરો થાય છે. ઉશ્તવદ યાને બીજો ગાથા ૪૩ થી ૪૬; ત્રીજો સ્પેન્તોમદ ૪૭ થી ૫૦; ચોથો વોહુ–ક્ષથ્ર ગાથા ઇજશ્નેના ૫૧મા હાનો બનેલો છે અને સેવટનો પાંચમો ગાથા વહિશ્તોઇશ્ત તે ૫૩મો ઇજશ્નેનો હા ગણાય છે. આ ૧૭ હા કુલે ૨૩૮ શ્લોકો ધરાવે છે. તેમાં સર્વેથી લાંબા હા તે દર ૨૨ શ્લોકોના બનેલા ૩૧મા તથા ૫૧મા હા છે, જ્યારે સૌથી નાનો ૬ શ્લોકનો બનેલો હા ૪૭મો છે.

**ગાથા જરથુશ્ત્રના રચેલા છે.** આપણા મોજુદ અવસ્તામાં ગાથાના હા પયગમ્બર સાહેબના પોતાના રચેલા છે. તેની ભાષા બાકીના બીજા અવસ્તા કરતાં ઘણી પુરાતન છે, યાને જે માફક સંસ્કૃત ભાષાનાં સાહિત્યમાં પુરાતન વેદની ભાષા જે સંબંધ પાછળની સંસ્કૃત ભાષા સાથ ધરાવે છે, તેવો સંબંધ ગાથાની અવસ્તા ભાષા તે પાછળની વંદીદાદ વગેરેની અવસ્તા ભાષા સાથે રાખે છે. આ માટે ગાથાના અવસ્તાને બુઝોર્ગ યાને મોટા અવસ્તા તરીકે ઓળખવામાં આવે છે, જ્યારે બાકીના અવસ્તાને કુચક યાને નાના અવસ્તા તરીકે ગણવામાં આવે છે. ગાથા પયગમ્બર સાહેબે રચ્યા પછી તેમના શાગેર્દો અને જાયનશીનોએ તેમના ગુજર પામવા બાદ પાછળા અવસ્તા રચ્યા

છે. ભાષા ગાથાની પુરાતન છે, વખતને આધારે ગાથા પહેલા રચાયા છે અને પાછળા અવસ્તા, જેવા કે યશ્તો, વંદીદાદ વગેરે અસુરેથી રચાયા છે છતાં આપણે જોઇએ છીએ કે યશ્તો, વંદીદાદમાં જે હકીકતો, બાબતો, માન્યતાઓનું બ્યાન મળે છે તે વધારે પુરાણી યાને જરથુશ્ત્રની આગમજના વખતની એટલે જ્યારે હીંદી-ઇરાની વડવાઓ આર્ય ભૂમી ઉપર સાથે વસ્તા હતા તે વખતના છે. વધારે ખુલાસાથી બોલીએ તો જરથુશ્ત્રના ગાથા ચોકખા ઇરાની છે, જ્યારે વંદીદાદ, યશ્તો વગેરે વધારે પાછળા વખતમાં લખાયલા હોવા છતાં જરથુશ્ત્રની પૂર્વે હીંદી-ઇરાની જમાનામાં થતી આરાધનાઓ, ક્રિયાઓ, મતો, તવારીખી બનાવોનો સમાવેશ કરે છે. ગાથા અને પાછળા અવસ્તા વચ્ચેની સરખામણીમાં કુદરતી રીતે ગાથા વધારે વફાદારીથી અને અચૂકપણે પયગમ્બર સાહેબનાં પોતાનાં ધર્મ મતો અને શિક્ષણો રજુ કરે છે.

**ગાથાનું શિક્ષણ.** સઘળા ધર્મો અને ફિલસુફીઓ જે મૂળ મુદ્દા ઉપર રચાયલા માલમ પડે છે તે આ જગતમાં માલમ પડતી બદીની હસ્તી છે. આ સૃષ્ટિનો આત્મા ગેઉશ ઉર્વન, પાછળનો ગોશોરૂન, જાણે અહુરમજ્દ સનમુખ ફરીયાદ કરે છે કે આ ધર્તિ ઉપર જ્યાં જુઓ ત્યાં ગરીબાઇ, કંગાલિઅત, ચોરી, લુટફાટ, કીનો, કપટ, અદેખાઇ, દુશ્મની, દુર્ગુણ, પાપ નજરે પડે છે. જગતની એવી ખરાબ સ્થિતિનો અહુરમજ્દે સુધારો કરવો અને તે સારૂ એ મહાભારત કામ કરી શકે તેવા એક મહાન સુધારકને જગતમાં મોકલવા. અહુરમજ્દ ગેઉશ ઉર્વનની ફરીયાદ સાંભળી જરથુશ્ત્રને તે મોટાં કામ માટે પોતાના

પયગમ્બર તરીકે મોકલવા જણાવે છે. ખલકના આત્માને પહેલે તેથી સંતોષ મળતો નથી, અને જરથુશ્ત્ર જેવા એક પુરૂષ એ સહાસ બજાવી શકે તે માટે શકમંદ બને છે. જરથુશ્ત્ર તે પછી જન્મ લે છે, અને ઉમરે પુગતાં અહુરમજદના કાસદ, પયગમ્બર તરીકે જાહેર થાય છે. તેઓ પોતાનાં શરૂઆતનાં વર્ષો કુદરતના ભેદો સમજવા, ઉકેલવામાં પસાર કરે છે, તે ઉપર મનન કરે છે. આ જગત કોણે પેદા કીધી, મરણ જીવન કોણે ઘડયું, નેકી બદી કેમ ઉત્પન્ન થઇ, અશોઇના હાથ ઉપર દરવંદી યાને પાપીપણું ક્યારે નાશ પામશે, એવા સઘળા સવાલો તેઓ અહુરમજદને પુછે છે. તેઓ અહુરમજદનાં દર્શન અને તેમના સાથની વાતચીત માગે છે. તેઓ અલંકારમાં અહુરમજદને જણાવે છે કે તેણે પોતાનાં મોઢાંની જબાનથી આ સઘળી બાબતની સમજણ આપવી. કુદરતના ભેદો ઉકેલવામાં બહમન અમશાસ્પંદ અને સરોશ ઇજદ તેમને મદદ કરે છે અને તેઓ પોતાનાં પયગમ્બરીનાં કામને માટે લાયક થાય છે. તેઓ શીખાડે છે કે પેદાયશ મંડળામાં જ્યાં જુઓ ત્યાં સચાઇ અને જુઠાણું, નેકી અને બદી, વચ્ચે યુધ્ધ ચાલી રહ્યું છે. આ બેની વચ્ચે સૌ સૌએ પોતાની મરજીનું છુટાપણું વાપરી સચાઇનો માર્ગ એખત્યાર કરવો એવી તેઓ સમજણ આપે છે. તેઓ જણાવે છે કે જેઓ ભલાઇનો માર્ગ તજીને બુરાઇને રસ્તે જાય છે તેઓ પોતાને હાથે જાતે પોતાનાં અંતકરણથી આડે રાહે દોરવાઇ જાય છે અને તેમ કરતાં તેમનું આકેબત ખરાબ આવે છે. જેવી કરણી તેવીજ પાર ઉતરણી એવો અચલ નિયમ તેઓ સમજાવે છે અને પોતાને સાંભળવા આવનારાંઓને અશોઇની જીંદગી એખત્યાર કરવાને કહે છે. જગતની કાળી બાજુ તરફ આંગળી

દેખાડી તેઓ મક્કમપણે જણાવે છે કે ઘડીભર જુઠાઇ સચાઇ ઉપર ફાવે યા દરવંદી અશોઇ ઉપર ફાવે પણ આયંદે તો સચાઇ અને અશોઇનીજ ફતેહ છે. ભલો મીનો સેવટે ખુરા મીનોને હરાવશે અને જગત સંપૂર્ણતાએ પહોંચશે.

**ગાથામાં જરથુશ્ત્ર.** જરતોશ્તી સાહિત્યનો અભ્યાસ કરતાં તુરત જણાઇ આવે છે કે ગાથાનાં લખાણોમાં પયગમ્બર સાહેબ તવારીખી પુરૂષ તરીકે કામ કરતા, પોતાના ખેશીઓ, મિત્રો, શાગેર્દો સાથે વહેવાર રાખતા, પોતાનાં કામ સામે વિરોધ કરનારા સાથે તકરાર કરતા મળે છે. તેને બદલે પાછળા જમાનાનાં લખાણોમાં તેઓ વધારે ને વધારે દંતકથાનાં વાતાવરણમાં મુકાતા જાય છે, અને તેમની આસપાસ ચમત્કારો અને મોજેજાઓ ઉભા થતા જાય છે. આપણે ગાથામાં તેઓને પોતાનાં પયગમ્બરીનાં કામના શરૂઆતના તબક્કામાં હાડમારી વેઠતા, નિષ્ફળતા પામતા, હીણાતા જોઇએ છીએ ત્યારે તેઓ અહુરમજ્દની મદદ ચાહે છે અને પોતાની મુસીબતો જાહેર કરે છે કે કઇ તરફ રસ્તો લેવો અને કોણની મદદ શોધવી તે તેમને સમજ પડતી નથી. પાદશાહ વિશ્તાસ્પ, ફ્રષોશ્ત્ર, જામાસ્પ જેવા તેમના ખેરખાહો, મદદગારો માટે તેઓ દાદાર સનમુખ પોતાનો સંતોષ જાહેર કરે છે અને તેઓ ઉપર ભલા આશીર્વાદો વરસાવે છે. ગરેહ્મ, બેન્દ્વ જેવા દીન દુશ્મનો તરફથી જે ચાલુ સતાવણી થાય છે અને ધર્મના ફેલાવાનાં કામમાં જે હરકત નખાય છે તે સામે તેઓ અહુરમજ્દ આગળ ફરીયાદ કરે છે. પોતાની બેટી પોઉરૂચીસ્તિની શાદી રામશ્નીની મિજલસમાં તેઓ પરણતાં જોડાંને પોતાના આશિષ અને શિખામણ આપે છે. ગાથામાં જરથુશ્ત્ર સંસાર વહેવારમાં, પોતાની આસપાસની હિલચાલોમાં ભાગ લેતા, ખુશી, ગમી,

સંતોષ અને તરેહવાર જાતની લાગણી દેખાડતા નજરે પડે છે. અશો જરથુશ્ત્રનું સત્તાવાર અને આબેહુબ જન્મચરિત્ર રચવું હોય તો તે ગાથા ઉપરથી રચી શકાય.

**ગાથા ઉપર મનન.** ગાથાનું લખાણ વાંચવા કરતાં, વિચારવા, મનન કરવા, ચિંતન કરવા માટેનું છે. જે માફક કોઇ ઉમદા વિચાર, આદર્શ, શિક્ષણ એકાદ લીટીમાં સમાવેલું હોય તે ઉપર પાછળથી મોટા વિષયો લખી શકાય તેમ ગાથાના એક એક શ્લોક, બલ્કે *abbreviated* રૂપમાં લખાયલી એક એક લીટી પોતામાં તેવો બહોળો અર્થ સમજાવે છે. ગાથાના આ ફકરાઓ આ લીટીઓ પયગમ્બર સાહેબ પોતાના સાંભળનારાઓ સનમુખ ગાઇ તે ઉપર લંબાણથી શરેહ કરી તેનો ભાવાર્થ સૌને સમજાવતા. ગાથાના શ્લોકોની રચના સંક્ષેપમાં, ટુંકમાં ઘણો ભાવાર્થ સમાવે છે માટે કુદરતી રીતે વિચારવંત નર નારીઓ તે ઉપર જો ઉંડા વિચાર કરે, મનન કરે, એક ચિત્તે તેનો પયગામ સમજવાની કોશીશ કરે તો સૌ સૌ પોતાનાં જ્ઞાન અને મનોવૃત્તિને અનુસરતો સાર તેમાંથી ખેંચી શકે. એવી જેટલી કોશીશ જુદે જુદે ઠેકાણેથી જુદાં જુદાં રૂપમાં થાય તે આવકારદાયક ગણાય, કારણ તેથી ભક્તિ સાહિત્યની ખીલવણી થવા પામે. એવી કાંઇક કોશીશ આ કેતાબમાં તેના મરહુમ મનનકાર કરતા માલમ પડે છે. વાંચનાર તેમના ઉપજાવેલા સાર સાથે એક મળતા થાય કે નહીં થાય પણ ગાથા જેવી માંથ્રવાણી સમજવાની, તેનો સાર ઉપજાવવાની હર કોઇની કોશીશ લાભકારક છે. મરહુમ રૂસ્તમજી હોરમસજી ખુરશેદજી મીનોચેહર–હોમજીની તેવી કોશીશ આ કેતાબ મારફતે રોશની પામે છે અને આપણાં દીની સાહિત્યમાં કાંઇ ઉમેરો કરે છે તે જોઇ આપણે ખુશી છીએ.

કરાંચી, તા. ૭–૮–૧૯૩૧.

# અહુનવદ ગાથા

## ક્ષ્નઓથ્ર અહુરહે મઝ્દાઓ. અષેમ્ વોહૂ ૧.

૫ નામે યઝ્દાંનૂ અહુરમઝ્દ ખોદાએ અવઝૂની, ગોર્ઝે ખોરેહ અવઝાયાદ્; ગેહ ગાથાઅ્યો અહુનવદ્ ગેહ, ઓશ્તવદ્ ગેહ, સ્પેન્તો-મદ્ ગેહ, વોહૂક્ષથ્ર ગેહ, વહિશ્તોઈશ્ત ગેહ, ગેહ ગાથાઅ્યો, અર્દાફ્રવશ બેરસાદ. અઝ્ હમા ગુનાહ પતેત્ પશેમાનુમ્; અઝ્ હર્વસ્તીન્ દુશ્મત દુઝૂખ્ત દુઝ્વરશ્ત, મેમ્ ૫ ગેતી મનીદ્, ઑએમ્ ગોફ્ત્, ઑએમ્ કર્દ, ઑએમ્ જસ્ત્, ઑએમ્ બૂન્ બૂદ્ એસ્તેદ. અઝ્ આંનૂ ગુનાહ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાંની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્ ૫ સે ગવશ્ની ૫ પતેત્ હોમ્. ક્ષ્નઓથ્ર અહુરહે મઝ્દાઓ, તરોઇદીતે અંગ્રહે મઇન્યેઉશ્; હઇથ્યા વર્શ્તાંમ્ હ્યત્ વસ્ના ફ્રષોતેમેમ્; સ્તઓમિ અષેમ્. અષેમ્ વોહૂ ૩.

ફ્રવશાને. મજ઼્દયસ્નો જ઼્રથુશ્ત્રશ વીદએવો અહુર-ત્કએષો (જે ગેહ હોએ તે પઢે) ફ્રસસ્તયએચ.

અહુરહે મજ઼્દાઓ રએવતો ખ઼રેનંઘઉહતો, અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઓનિબ્યો, અહુનવઈત્યાઓ ગાથયાઓ, ઉશ્તવઈત્યાઓ ગાથયાઓ, સ્પેન્તા-મઇન્યેઉશ ગાથયાઓ, વોહુ-ક્ષથ્રયાઓ ગાથયાઓ, વહિશ્તોઇશ્તોઇશ ગાથયાઓ, અષઓનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્, પઓઇર્યો-ત્કએષનાંમ ફ્રવષિનાંમ. નબાનજ઼્દિશ્તનાંમ ફ્રવષિનાંમ, ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઈચ ફ્રસસ્તયએચ. યથા અહૂ વઇર્યો જ઼ઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ.

અહુરેમ્ મજ઼્દાંમ્ રએવન્તેમ ખ઼રેનંઘઉહન્તેમ્ યજ઼મઇદે; અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંઘો યજ઼મઇદે. ગાથાઓ સ્પેન્તાઓ રતુક્ષથ્રાઓ

અષઓનીશ્ યજ્મઇદે; અહુનવઈતીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ્મઇદે; ઉશ્તવઈતીમ ગાથાંમ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ્મઇદે; સ્પેન્તા-મઈન્યૂમ ગાથાંમ્ અષઓનીમ અષહે રતૂમ્ યજ્મઇદે; વોહુ-ક્ષથ્રાંમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ યજ્મઇદે; વહિશ્તોઇશ્તીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ્મઇદે; અષઓનાંમ્ વંઘઉહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજ્મઇદે. અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુનેમ્ વઇરીમ તનૂમ્ પાઇતિ, અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ. યથા અહૂ વઇર્યો ૧.

(હા ૨૮)

૮ યાનીમ્ મનો. યાનીમ્ વચો, યાનીમ્
ષ્યઓથ્નેમ્, અષઓનો જરથુશ્ત્રહે.

ફ્રેરા અમેષા સ્પેન્તા ગાથાઓ ગેઉર્વાઇન્

નેમો વે ગાથાઓ અષઓનીશ્.

**નમાજ અમારી.** કાવ્યાની કયાની વર્ગના રવાનના ઉદ્ધાર માટે પવિત્ર જરથુશ્ત્રનાં મન, વચન અને કર્મથી ખુદાઇ બરક્કતે આપ મેળા બનેલા અને અમશાસ્પંદોથી નુરમંદી પામેલા ગાથાઓને નમાજ અમારી.

પદ: નમાય નમો અમારા ગાથા કયાની.

૧ અહ્યા યાસા નેમંઘહા ઉસ્તાનજ઼સ્તો રફ્રેફ્રહ્યા,
મન્યેઉશ્ મજ઼્દાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા અષા
વીસ્પેંગ શ્યઓથના,
વંઘેહેઉશ્ ખ્રતૂમ્ મનંઘહો યા ક્ષ્નેવીષા ગેઉશ્ચા
ઉર્વાનેમ્.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

**મનની મુરાદ.** અહુરમજ઼્દ ખુદાની દરગાહે જોડેલા હાથ ઉચ્ચાણું,* ગુજારૂં મીન્નતથી વિનંતિ. તેની કૃપા મેળવવા ભણું ભલી બંદગી. તપોબળ બંદગીનું વરદાન† મેળવી પામું મન ધારી મુરાદ. સત્યતાના અગ્નિ શોધક સૂક્ષ્મ તત્વના અધિપતિ અર્દીબહેશ્ત અમશાસ્પંદની તેજી માંગલિક અષ શકિતના મહા જોશ આરાધન સાથે. ચાહું ખાહેશ રહેમના મોટા સાહેબથી સવાબના નતીજા તરીકે. ઉતારે દાદાર મારા ઉપર હસ્તીક ભુવની બૃહસ્પતિ અપાર બક્ષેશ યોગે. જીવ માત્રના સ્વામી બહમન અમશાસ્પંદની પ્રથમ અક્કલની શુદ્ધ ચંદ્ર સમજણથી. કયાનીઅન મૂળ જીવની ઓલાદે ઉતરેલા ઇરાની ટોળામાં દીનની સુલેહ પાંથરી અમન બક્ષવાને બનું હું બલવંત.

પદ: અધિપતિઆન આરાધન મૂકત.
મારૂં કહ્યું માનોજી ખુદાયજી પીછાણોજી.

•

---

*ઉંચે મરૂં. †આશીર્વાદ.

૨ યે વાઓ મજ્દા અહુરા પઇરી-જસાઈ વોહૂ મનંઘહા,
મઇબ્યો દાવોઇ અહ્વાઓ અસ્તવતસ્ચા હ્યત્ચા મનંઘહો,
આયપ્તા અષાત્ હચા યાઇશ્ રપન્તો દઇદીત્ ખ્વાથ્રે.

**યોગ સમાધ.** અપની રોશનીના તારની ચમકથી યોગ સંયોગે સમાધ સાંધી ફરી લેવું હું જગ ચક્રના ઝટ ફેરા. ખુદાની બક્ષેશની બરક્કતે અને બહમનની મદદે. તો પહોંચે મને પુણ્ય કામનો યોગ જરૂર ખુદાની દરબારથી શારીરિક અને માનસિક. આ અને પેલી દુનિયાનો. પોતાના નવાજેલા પ્યારા શખસો ઉપર ખુદા રેડે છે રોશનક બક્ષેશોની વિશેષ રેલારેલ.

પદ: યોગ બાણ છુટયો વિશ્વમાં.

૩ યે વાઓ અષા ઉફયાની મનચ્યા વોહૂ
અપઓઉર્વીમ્,
મજદાંમ્ચા અહુરેમ્ યએઈબ્યો ક્ષથ્રેમ્ચા
અઘ્જ્ઓન્વમ્નેમ્,
વરેદઇતી આર્મઇતિશ્ આ-મોઈ રફેધ્રાઈ
જ્વેંગ્ જસતા.

**અલબત અવલ મત્રક્કલાત.** અલબત અવલાત સ્તુતિ ગાઇશ અહુરમજ્દની મવક્કલાતની. સાથે હૈયાતી અને બળનાં મૂળ અષની અમ્મલાતની ખુશ હલકે ઉમદા સરોદ લલકારી. શહેરેવર અમશાસ્પંદના આફતાબી બંદોબસ્તીદાર દીનદાર ક્ષત્રપતની. તેમજ સ્પેંદાર્મદની શકિતની ઇરાની ફિદાગીરી અને પવિત્ર જાનફેશાનીની. સમસ્ત અમશાસ્પંદોને સામટે ધોરણે ઇજ્જને હું પહોંચુ તેમની નજદીકીમાં મારી મનની ધારી મહેરબાની માંગવા.

પદ: પનાહકારી મારી ધારી મન પ્યારી દીનદારી.

૪ યે ઉર્વાનેમ્ મેનૂ ગઇરે વોહૂ દદે હથા મનંઘહા,
અષીશ્ચા શ્યઓથનનાંમ્ વીદુશ્ મઝ્દાઓ
અહુરહ્યા,
યવત્ ઈસાઈ તવાચા અવત્ ખસાઇ અએષે
અષહ્યા.

**સંપૂર્ણ અર્પણ.** થાઉં છું સંપૂર્ણ અર્પણ કસમ ઉઠાવી ઇજશ્ને યજ્ઞની વચમાં ખુદાની ખિદમત વાસ્તે. મઝ્બુત મક્કમ્યતે માનીને કણેકણ રજકણ. પ્રયત્ને મચું મારામાં પ્રાણના પણ પ્રાણ હોયા સુધી માઝ્દયસ્ની દીનની દીક્ષા* દેવા. આગ શક્તિની આરાધનાનો સુરેખ† સંપ્રદાય‡ અહીં સ્થાપીને શિખાડવા.

પદ: કણકણ રજકણ પ્રણોપણ.

*શિખામણ. †સુંદર. ‡રિવાજ

૫ અષા કત્ થ્વા દરેસાની મનચ્યા વોહૂ
વએદેમ્નો,
ગાતૂમ્ચા અહુરાઈ સેવીશ્તાઈ સેરઓષેમ્
મજ્દાઈ,
અના માંથ્રા મજિશ્તેમ્ વાઉરોઈમઈદી ખ્રફ્સ્ત્રા
હિઝ્વા.

**ફરમાવો સાહેબાન.** ફરમાવો તમે રે સૌ સાહેબાને મન મારા કન્યાધીપતિઓ. બહમનની ભલમનસાઇ. અર્દીબહેશ્તના મહાત્મયની ચોકખાઇ. આપ સાહેઓને પહોંચવા હું નશીબવંત નિવડશ ના? એ ખાતર તો સત્યવાદી પુરુષ માટેનો વાટ માર્ગ કેવળ એકજ છે ના? સરસ્વતી વેત્તા* શ્રવણથી સંપાદેલી તાબેદારીના અધ્યક્ષ† સરોષનો એકલોજ માર્ગ છે ના? અહુરમજ્દાની ગરોથ્માની ગાયન ગુંથામણ દરગાહે એમજ પહોંચાય ના? ધારી નેયત મેં કે માંથ્રવાણીનો એલ્મી કલમો પઢાવી ક્યાની ઇરાનીઓને બનાવું હું ચુસ્ત એકીનો ઇમાનવાળા થવા.

પદ : કરો તાબેદારી ધરો હોશ સરોષ.

---

*જાણનાર. †સરદાર.

૬ વોહૂ ગઇદી મનંઘહા દાઈદી અષા-દાઓ
 દરેગાયૂ,
 એરેષ્વાઇશ્ તૂ ઉખ્ધાઇશ્ મજ્દા જરથુશ્ત્રાઇ
 અઓજોંગ્હવત્ રફ્નેનો,
 અહ્મઈબ્યાચા અહુરા યા દઇબિષ્વતો
 દ્બએષાઓ તઉર્વયામા.

**ભાંગી કરૂં ભુકો.** હમેશગીના સરજણહાર ખુદા. પ્રશંસનીય* સદગુણોની ચમક ઉતાર મારામાં બહમન અને અર્દીબહેશ્તના પ્રતાપે. પ્રગટેલ સત વચનના કબુલ્યા કોલથી થા તું જરથુશ્ત્રનો સહાયક. ભેદ ઉકેલણ સાધનો પ્રાપ્ત થતાં વેત ન ચૂકશે તે જાલમે દીધેલાં દુઃખ ભચડી ભુકો કરી ઉરાડવા.

પદ: તારી પ્રશંસા જોર જમાવે.

*વખાણવા લાયક.

૭ દાઇદી અષા તાંમ્ અષીમ્ વંઘ્હેઉશ્ આયસ્ત
મનંઘ્હો,
દાઈદી તૂ આર્મઇતે વીશ્તાસ્પાઇ ઇષેમ્
મઈબ્યાચા,
દાઓસ્તૂ મજ્દા ક્ષયાચા યા વે માંથ્રા સ્રવીમા
આરાદાઓ.

**થા પ્રસન્ન.** બહ્મનનાં અક્કલ પસંદ પુજ્ય કામોની નેકી જામીને બંધાયો હોય સવાબી ગફ્રો. તે જફ્રાથી અમને પહોંચે દીનનાં ખોરેહના ખજાનાની બાનું અર્શીશ્વંઘ ફરેસ્તણ. જેઓ છે ઝલેહઝલકારીણી, સુંદર શણગારીની, પ્રભા* પ્રવેશાણી, કાંતિ† પ્રકાશીણી, રોશની રક્ષણીકી, દિવ્ય‡ દીપીનીકી. થાય પ્રસન્ન અમે બન્નેને. મુજ જ઼રથુશ્ત્રને, તેને ગુશ્તાસ્પને. તું ઓ સુઘડ સ્વચ્છતા, નિર્મળતા, સ્પેન્ત આર્મઇતી તમેએ પ્રસન્ન થાઓ. ઉતારો અમારામાં અહુરમજ્દનાં સુખ સુલેહ શાંતિનાં દેનાર યોગ પ્રયોગ ક્રમ પ્રકરણ.

પદઃ ખુદાની ખાસ લક્ષ્મી અશી.

---

*પ્રકાશ. †શોભા. ‡દેવતાઇ.

**૮ વહિશ્તેમ્ થ્વા વહિશ્તા યેમ્ અષા વહિશ્તા
હજ઼ઓષેમ્,
અહુરેમ્ યાસા વાઉનુશ્ નરોઇ ફ્રેરષઓશ્ત્રાઈ
મઇઇબ્યાચ્યા,
યએઈબ્યસ્ચા ઇત્ રાઓંઘહ્‌ંઘ્હોઇ વીસ્પાઇ યવે
વંઘ્હેઉશ્ મનંઘ્હો.**

**રૂડી ઉમેદગી.** રૂડી ઉમેદગી છઇએ તમથી ચાહાતાં. તે અમને આપો. સચાઇનાં સાધનોનો અમારા પર કરો વધાવો. થઇએ એક મને અમે આમેજ અગન્યાજ* અધિપતિ અર્દીબહેશ્તના આતશી સંપ્રદાયમાં†. એ વિષે છઇએ સવાલી‡ હું અને ફ્રષોશ્ત્ર. આપોજી અમને મોકળે મને. ધર્મ નિભાવણ કારણ કરો એકત્ર અમારૂં મન બહમનના ભલા સન§ માર્ગમાં. છેકના છેડા લગ. એકિનાર જમાનાની હમેશગી તલક.

પદ: છેક છેડા લગ જમાનાની હમેશગી તક.

---

*આતશના †ધર્મ મતમાં. ‡માંગણી કરનાર. §સારા.

૯ અનાઇશ્ વાઓ નોઈત્ અહુરા મજ્દા અષેમ્ચા યાનાઈશ્ જ્રનએમા,
મનસ્ચા હ્યત્ વહિશ્તેમ્ યોઈ વે યોઇથેમા દસેમે સ્તૂતાંમ્,
યૂજેમ્ જ્વીશ્યાઓંઘ્હો ઇષો ક્ષથ્રેમ્ચા સવંઘહાંમ્.

**બરશ્નુમ.** માંડ્યો યોગ ગોફેનશીનીમાં ફરોહર હિંગામી દશ દિવસનાં બરશ્નુમનો. કરીએ તેમાં ઈંતેજારી વિનંતિની બંદગી. ન આઝુરદેહ થતાં હરગીઝ એ અમારી ઉપરાઉપરી માગણીઓથી તમે ઓ અહુરમજ્દ. અગર તમે ઓ સુ મનના સ્વામી બહમન. કે તમે આતશી કેબલાના માઅકુલ અધ્યક્ષ* અર્દીબહેશ્ત. તમે રીજ્શો તો પવિત્રતાની પાકીજ્ગી પહેરીને અમે ઉરાડશું દીનનો ઝુંડો દશે દિશાએ દશ ઘણાં જોરથી. ન રૂઠો તમે ત્રુઠો†. અમશાસ્પંદ અનજુમન અમારો માંગ્યો વર આપો. તેથી જાદંગોઇ સવાબના અષ હસ્તકના દરંગમાં અમે હંમેશમાં સામીલ થઇ મેળીએ હિસ્સો.

પદ: પ્રણમો‡ દશકા નામ માહત્મ્ય§.

*સરદાર. †કુરબાન થાઓ. ‡નમન કરો. §કીર્તિ.

**૧૦ અત્ યેંગ્ અષાઅત્ચા વોઇસ્તા વંઘહેઉશ્ચા**
**દાથેંગ્ મનંઘહો,**
**એરેથ્વેંગ્ મજ્દા અહુરા અએઇબ્યો પેરેના**
**આપનાઇશ્ કામેમ્,**
**અત્ વે ક્ષ્મઇબ્યા અસૂના વએદા ખ્‌રઇથ્યા**
**વઇન્ત્યા સ્રવાઓ.**

**સતનો કાંટો.** સમતોલ અંદાજની ધારણ મીજાજે બાંધેલા કટોકટ નિયમોના ધારા તું સાહેબની ખબરમાં છેજ. અંતરિક્ષ* પ્રેરણાએ તણાતી અમારી જીજ્ઞાસામાં ઉછળતી ઉર્મીઓનો ઉમળકો† એ ધારાનું જ્ઞાન મેળવવા તલપી રહ્યો છે, તે કર સફળ તું સાહેબ. જગાવાય તેથી અમારો બન્નેનો મીનોઇ લાભ. અદા થાય અમારેથી તારા કાનુનો પ્રમાણેની ચાલુ ફરજે. હાંસલ થાય ખુર્દાદ અમશાસ્પંદનું બુધ ફળ જે છે તનદુરસ્તીનું સુખ અને આરામ. શુક્રપતિ અમર્દાદ અમશાસ્પંદની પુષ્કળતા અમૃત મિસાલ અમર્તાની એનાયત.

પદ: સત કાંટે સંપાદયાં‡ જ્ઞાન.

---

*આકાશી. †પ્રેમના ઉમરો. ‡મેળવ્યા.

૧૧ યે આઇશ્ અષેમ્ નિપાઓંઘ્હે મનસ્ચા વોહૂ
યવએતાઈતે,
ત્વેમ્ મજ્દા અહુરા ફ્રો-મા સીષા થ્વહ્માત્
વઓચંઘ્હે.
મન્યેઉશ્ હચા થ્વા એઁએઆઓંઘ્હા યાઇશ્
આ અંઘ્હુશ્ પોઉરુયો બવત્.

**જાવેદાનનો હિમાયતી.** એ કિનાર જમાનાની લંબાઇ સુધી°દીનદાનાઇનો હું છું અચૂક હિમાયતી. સુમતિ* વિચરંતો સત્ય બોલતો. મને તુ પ્રત્યક્ષ† સાબેત સમજાવી આગાહ કર મહાજ્ઞાની સાહેબ કે શૂન્યમાંથી એકાંકી પ્રગટી સૃષ્ટિ શા નિયમોએ સરજતનાં માંડયાં મંડાણમાં.

પદ: માંડયાં મંડાણ થયાં શાં સૃષ્ટિનાં.

---

*સારી બુધ્ધિવાળી. †પોતે હાજર રહીને.

અહ્યા યાસા નેમંઙ્હા ઉસ્તાનઝસ્તો રફ્‌ઍઘ્યા,
મન્યેઉશ્ મઝદાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા
અષા વીસ્પેંગ્ ષ્યઓથના
વંઙ્હેઉશ્ ખ્રતૂમ્ મનંઙ્હો યા ખ્નેવીષા ગેઉશ્ચા
ઉર્વાનેમ્.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

યથા અહૂ વઇર્યો ૪, અષેમ્ વોહૂ ૩. અહ્યાસાંમ્
હાઈતીમ્ યઝમઇદે. યેંઙ્હે હાતાંમ્ આઅત્
યેસ્ને પઈતી વંઙ્હો મઝદાઓ અહુરો વએથા
અષાત્ હચા યાઓંઙ્હાંસ્ચા તાંસ્ચા
તાઓસ્ચા યઝમઇદે.

(હા ૨૯)

૧ ક્ષ્મઈબ્યા ગેઉશ્ ઉર્વાં ગેરેજ઼દા કહ્માઈ મા
  થ્વરોજ઼્દૂમ્ કે-મા તષત્,
આ-મા અએષેમો હજ઼સ્ચા રેમો આહિષાયા
  દેરેશ્ચા તેવિશ્ચા,
નોઇત્ મોઈ વાસ્તા ક્ષ્મત્ અન્યો અથા મોઇ
  સાંસ્તા વોહૂ વાસ્ત્રયા.

*માર્યો પુકાર. કયાનનાં કાબ્યાની મૂળ જીવનાં શરીરમાં બંધ પડેલાં રવાને ઉઠાવી ફરીયાદ. તાખમ બુનિયાદે હતો નસલમાં* તે અસલ. માર્યો પુકાર તેણે કે આકૃતિ ઘડી તુંજ દમ ફુંકી હૈયાતી બક્ષી મને તેં રે ઓ સાહેબ અમારા. પડે છે મુંજ પર કહેર કિનાના ફટકા રે એ સાહેબ અમારા. તિરસ્કારનાં તીણાં બાણુ વીંધે છે જીગર રે ઓ સાહેબ અમારા. વસતીનાં સંસ્થાનોમાં ના તો છે મારો સંભાળક તું શિવાય બીજો કોઇ. અમારો સુધારો વધારો ચાલુ રાખી મોક્ષ મુક્તિના માર્ગમાં રાખનાર ન તારા શિવાય બીજો કોઇ. તેથી ઇનસાફના કાનુને બક્ષે બંદીથી ખલાસી તો તું ન બીજો કોઇ.

પદ: સુન પુકાર કયાન ખ્યાનનો.

---

*મૂળ.

**૨ અદા તપા ગેઉશ્ પેરેસત્ અષેમ્ કથા તોઇ ગવોઈ રતુશ્,**
**હ્યત્ હીમ્ દાતા ક્ષયન્તો હદા વાસ્ત્રા ગઓદાયો થ્વક્ષો,**
**કેમ હોઇ ઉશ્તા અહુરેમ્ યે દ્રેગ્વોદેબીશ્ અએપેમેમ્ વાદાયોઈત્.**

**ખુદાઈ દરબાર.** જીવ માત્રના સરજણહાર અહુરમજ્દની ચેતન* શક્તિએ જાણ થયું તેમની સનમુખ કેબલામાં હમેશાં ખડા રહેતા આતશ બેશંતા અર્દીબહેશ્ત અમશાસ્પંદને. જે પ્રશ્ન જાણ થયો તે એ. સોંપ્યો તમે કોઇ ધર્માચાર્ય,† જ્ઞાનાધિકારી‡ પ્રતિષ્ઠિત§ પાસબાન સરદાર એ દુઃખી આત્માના કલ્યાણ કારણાર્થ‖ અમશાસ્પંદોની અનજુમનને પણ પુછ્યું. ધાર્યો છે પાલક, સંભાલક, હોંસીલો વારસો. ક્રોધાંધી દરુજ દેવીને મારી હટાડનાર દીનદાર.

પદ : છે કોઇ જ્ઞાની તમે નિમ્યો.

---

*જીવનશક્તિ †ધર્મ ગુરુ. ‡જ્ઞાનનો માલીક.
§માનવંત. ‖માટે.

**૩ અહ્માઇ અષા નોઇત્ સરેજા અદ્રુએષો ગવોઈ પઇ્તી–ગ્રવત્,**
**અવએષાંમ્ નોઈત્ વીદુયે યા ષવઇતે આદ્રૅગ્ એરેષ્વાઓંઘ્હો,**
**હાતાંમ્ હ્વો અઓજિશ્તો યહ્માઈ જ્વેંગ્ જિમા કેરેદુષા.**

**આપ્યો ઉત્તર.** રોશન કલામના સ્વામી અહીંબહેશ્તે આપ્યો ઉત્તર. ન કોઇ જડયો અમને. ન કોઇ દીઠો તેમને. ઉંચાણુતાની શિખર ટોંચે પુગેલા એવા છેકને છેડેના સવાલનો નિર્ણય મહાજ્ઞાની સાહેબ શિવાય કોઇબી ઓછી શક્તિથી ન થાય. તું સાહેબનાં પ્રાઢ* મહત્ત્વના જશ ગુણની હર પળ તારીફ ને પ્રાર્થના તારી સર્વે પેદાયશ ગાય છે.

પદ: તું પાસ અમારી બિશાત શી.

---

*પ્રૌઢ.

૪ મ઼જ઼્દાઓ સખ઼ારે મઇરિશ્તો યા-જ઼ી વાવેરેજ઼ોઈ
પઇરી-ચિથીત્,
દએવાઈશ્ચા મષ્યાઈશ્ચા યાચા વરેષઇતે
અઇપી-ચિથીત્,
હુવો વીચિરો અહુરો અથા-ને અંઘહત્ યથા
હૂવો વસત્.

**અખંડિત* લેખ.** એ સરદાર બાબત તું સાહેબ કરે આશકાર તારી દરબાર અખંડિત એકરાર. તારી સર્વજ્ઞ નજરમાં બની કાલ, બનતી કાલ અને બનવા કાલ સર્વે ફ્રવષીઓ તેમજ તેમના ધર્મધારી સવાબ કે અધર્મ† પાપ કુલ પેદાયશનો ને કુદરતનો છેજી તું તીક્ષ્ણ બારીક બીન પરીક્ષક. તારો હુકમ બજાવ.

પદ : ખુદાયજી ફરમાવોજી હુકમ તમારા.

---

*આખું. †હલકું

૫ અત્ વા ઉસ્તાનાઈશ્ અહ્વા જસ્તાઈશ્
ફ્રીનેમ્ના અહુરાઈ આ,
મે ઉર્વા ગેઉશ્ચા અજ્યાઓ હ્યત્ મજ્દાંમ્
ફ્રઈદી ફ્રેરસાઝ્યો,
નોઇત્ એરેજેજ્યોઈ ફ્રજયાઇતિશ્ નોઇત
ફ્શુયેન્તે દ્રેગ્વસૂ પઇરી.

**ખડો ખિદમતમાં.** ખડો રહી ખિદમતમાં હાથ જોડી અરજ ગુજારે મુરાદ માંગે ઉમેદવાર જરથુશ્ત્ર કયાની અનજુમનની ખલાસી* કારણ. શંકાશીલ થઇશ તો તારી સનમુખ પહોંચી અતિ નરમીથી ખુલાસો મેળવીશ. તારે કહે ચાલીશ. વરદાન† માંગીશ કે ક્રોધાંધ‡ દુર્જનના§ ફટકા નહીં પડે સાચા દીનદાર ખુદા પરસ્ત પર. ફનાહી ફાટે જરૂર નાસજાવાર જુદદીન દૂરવંદ પર.

પદ : અધમ અધર્મી ચુર ચુર જરૂર.

*મુક્તિ. †આશીર્વાદ ‡ગુસ્સાથી આંધળા બનેલા. §બુરૂં માણસ.

૬ અત્ એ વઓચત્ અહુરો મજ્દાઓ વીદ્વાઓ વફ્રૂશ્ વ્યાનયા.

નોઇત્ અએવા અહૂ વિસ્તો નએદા રતુશ અષાત્ચિત્ હચા,

અત્ જી થ્વા ફ્ષુયન્તએચા વાસ્ત્રયાઇચા થ્વોરેશ્તા તતષા.

ગગન શબ્દ. ગગનમાં અવાજ હોઇ રહ્યો સાહેબે આલમનો. જ્ઞાન યોગે જાણ થઇ પડ્યું કે શી છે મુરાદ કોણની. કહ્યું કે નથી માલમ તમને એવો કોઇ બંદોબસ્તીદાર દીનદાર તો ક્યો. હું નિમશ ક્યાની ટોળાના આત્મિક અંતકરણનો રક્ષક.

પદ: નેમું પયગમ્બર રક્ષણાર્થે.

૭ તેમ્ આઝૂતોઈશ્ અહુરો માંથ્રેમ્ તષત્ અષા
હજ઼ઓષો,

મજ઼દાઓ ગવોઈ ક્ષ્વીદેમ્ચા હ્વો ઉરૂપએઇબ્યો
. સ્પેન્તો સાસ્ન્યા,

કસ્તે વોહૂ મનંઘહા યે ઇ દાયાત્ અએઆવા
મરેતએઇબ્યો.

* * * * * * *

૮ અએમ્ મોઇ ઇદા વિસ્તો યે-ને અએવો
સાસ્નાઓ ગૂષતા,
જરથુશ્ત્રો સ્પિતામો હ્‌વો ને મજદા વશ્તી
અષાઈચ્યા,
ચરેકેરેથ્રા સ્રાવયે ંઘહે હ્યત્ હોઈ હુદેમેમ્ ધાઈ
વખેધ્રહ્યા.

જરથુશ્ત્ર સ્પિતમ. મહાજ્ઞાની સાહેબ બોલ્યા અમશાસ્પંદો વેરે.* મારા કાનુન જાણનાર જે છે તે એ જરથુશ્ત્ર સ્પિતમ. માજદયસ્ની આતશ પંથી દીનનો ઉપદેશ કરવા એ છે હોંસીલો, ખંતીલો. દીક્ષા† શિક્ષણથી કયાનીઓની સમજમાં સખૂન ઉતારવા એ છે સમર્થ. અખંડ સ્થાપ્યો એને મારા પયગમ્બરને મરતબે. અગ્નિ તત્વના આતશી બલતા કલામની દીન ફેલાવવા ખાતર.

પદ : જે છે તે એ મારો પયગમ્બર.

*સાથે. †ધર્મ મત.

૯ અત્‌ચા ગેઉશ્‌ ઉર્વા રઓસ્તા યે અનએષેમ્‌
 ક્ષાંન્મેને રાદેમ્‌,
 વાચેમ્‌ નેરેશ્‌ અસૂરહ્યા યેમ્‌ આ વસેમી ઇષા
 ક્ષથ્રેમ્‌,
 કદા યવા હ્‌વો અંઘહત્‌ યે હોઈ દદત્‌ જ઼સ્તવત્‌
 અવો.

**રડયો ક્યાની.** ક્યાની મૂળ જીવ જેની અક્કલ કમતી હતી તે મોટે મોટે રડયો. આપ્યો મને આવો તેવો અન-મજબુત અવાજી ને કમતાકાતવંત. મારાં જખમી મનને સંતોષ એ તે શું જ આપશે. મને તો જોઇતો સારો, ભારો કરડાગીવાળો કોઇ લડવૈયો વીરલો. મુશ્કેલ સમયે જે મને સહાયે આવે. નિત્ય નિત્ય કામ આવે.

૫૬: હો હો હો થો તો મને જોઇતો.

**૧૦ યૂજેમ્ અએઇવ્યો અહુરા અઓગો દાતા અષા ક્ષથ્રચ્યા,**
**અવત્ વોહૂ મનંઘહા યા હુષેઇતીશ્ રામાંચ્યા દાત્,**
**અજેચ્ચીત્ અહ્યા મજ્દા થ્વાંમ્ મે ઘ્હી પઓઉર્વીમ્ વએદેમ્.**

**અહુરમજ્દ અમશાસ્પંદોને.** અહુરમજ્દ બોલ્યા અમશાસ્પંદોને બક્ષો એવણુને અર્દીબહેશ્ત કૌવત શાહની મિજલસ દરમ્યાન પક્કા બંદોબસ્તનો શહેરેવર અમલ. બહમનની પરોપકારી ભલમનસાઇ. સુખ સંપત્તિનાં* સર્વે રીધી સીધી નિધિનાં† સ્પેનદામંદનાં સાધન, હઉર્વતાત અમેરેતાતની સુલેહ શાંતિ ને અમરતા. મેં જરથુશ્ત્રે તો ધાર્યો હતોજ તું સાહેબ એ સર્વે સુ અંશી વાનાંઓના‡ ઉત્પંતક§ તેમજ બક્ષેશક તરીકે.

પદ : આપો એવણુને સર્વે સુવાનાં.

---

*દોલત. †ચીજ. ‡ભંડાર. §જન્મ આપનાર.

૧૧ કુદા અષેમ્ વોહુચા મનો ક્ષથ્રેમ્ચા અત્ મા મષા,

યૂજેમ્ મજ્દા ફ્રાક્ષ્નેને મજ્હોઇ મગાઇ આ પઈતી- જ્ઞાનતા,

અહુરા નૂ-નાઓ અવરે એહ્મા રાતોઇશ્ યૂષ્મા- વતાંમ્.

**યોગ આકર્ષણ.** ભલે પધારો આ યજ્ઞે સુ વિચાર સ્વામી બહમન આવો મુબારક ગતાગમનાધિપતિ* જોશંતા અર્દીબહેશ્ત. ઠીક બિરાજો અનજુમનના ઉસ્તવાર મુખત્યાર બંદોબસ્તીદાર સરદાર શહેરેવર. ત્વરિત† ધાઓ મારી મદદે. અહુરમજ્દ આપો મને દસ્તુરીના પાવમહેલ ક્રિયાના છુપા પ્રયોગો. છુટે હાથે બક્ષો મદદ મને આ મહાભારત પરાક્રમના પવિત્ર પ્રયાસમાં‡. તે સાથે બક્ષો મને જાન નેશારી ફિદાગર ઉમદા ગુણવંત ચંચલ ચેલાઓનું ઘણા જેટલાપણું.

પદ: આવ્યા અધિપતિ દાતા ધાતા.

*જ્ઞાની પુરુષ. †ઉતાવળે. ‡યત્ન.

અહ્યા યાસા નેમંઘ્હા ઉસ્તાનજ઼સ્તો રફ્રેધ્રહ્યા,
મન્યેઉશ્ મઝ્દાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા
અષા વીસ્પેંગ્ ષ્યઓથના,
વંઘ્હેઉશ્ ખ્રતૂમ્ મનંઘ્હો યા ક્ષ્નેવીષા ગેઉશ્ચા
ઉર્વાનેમ્.

(ઉપલો ફકરો એ વખત ભણવો.)

યથા અહૂ વઇર્યો ૪, અષેમ્ વોહૂ ૩. ક્ષ્માઇબ્ય-
ગેઉશ્-ઉર્વાંમ્ હાઇતીમ્ યઝમઇદે. યેંઘ્હે
હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્હો
મઝ્દાઓ અહુરો વએથા અષાત્ હચા
યાઓંઘ્હાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યઝમઇદે.

(હા ૩૦)

૧ અત્ તા વક્ષ્યા ઇષેન્તો યા મઝ્દાથા હ્યત્ચીત્ વીદુષે,
સ્તઓતાચા અહુરાઇ યેસ્ન્યાચા વંઘેઉશ્ મનંઘહો,
હુ માંઝ્દ્રા અષા યેચા યા રઓચેબીશ્ દરેસતા ઉર્વાઝ્ઝા.

**પ્રથમ દીક્ષા.*** વર્ણવીશ શિક્ષણ આપવાની દીક્ષા અત્રે પધારેલાં તમો લોકને. મોટા અહુરમજ્દ સાહેબની દોલતે હું એ પામ્યો. ગાઓ તેની તારીફ સ્પષ્ટોચારે† છંદ‡ પદ§ બંધ|| ચરણના¶ લલકાર લેહકીને આતશી રોશનીનાં કિરણે ચઢની સમાધમાં અર્પણ કરો તમારા જીવ ને આત્મા. સુ મનથી વમાસો. મનન કરો અર્દીબહેશ્તનું. એ બન્ને મારફતે દર્શન કરી શકાય છે ફરેસ્તાઇ ખસલત નામેનું.

પદઃ છંદ પદ બંધ દીક્ષા શીક્ષા.

---

*શિખામણ. †ખુલ્લા શબ્દોએ. ‡કાવ્ય. §કવિતાની લીટી. ||રચના. ¶કવિતાની કડી.

**૨ સ્રઓતા ગેઉષાઇશ્ વહિશ્તા અવએનતા સૂચા મન્ઘહા,**
**આવરેનાઓ વીચિથહ્યા નરેમ્ નરેમ્ ખ્ખ્યાઇ તનુયે,**
**પરા મજે યાઓંઘ્હો અહ્યાઈ ને સજ્ઘાઇ અઓદન્તો પઈતી.**

**મહા મોકો.*** શ્રવણુ† કરો. કાને સાંભળી સરોષના અસારતી જ્ઞાન પર લક્ષ દેઓ. એકીનથી ચિત્ત ધારણા ધરો. આતશી જોશની જ્યોતીની. તે છે શિખાધારી, કલ્યાણકારી, અગ્નિઅંશી, ગતિ પ્રગટીત, સુક્ષ્મ પરીક્ષીત, નમો નમો. માણસ અને માણસ વચ્ચે રાસ્ત સરિયતની દીન પસંદ કરવાનો મહા મોકો નજદીક પહોંચ્યો છે. મજહબોની મેહફીલ મ્યાને ઉત્તમતામાં કોણ સાબેત ઉતરે છે તેની કસોટી પહેલીજ વાર થાય છે.

પદ: ખોલો આંખ ઉઠાવો કાન આ મોટા મોકા દરમિયાન.

*પ્રસંગ. †સાંભળો.

૩ અત્ તા મઇન્યૂ પોઉરૂયે યા યેમા ખ્રફ્રેના
અસ્ત્વાતેમ,
મનહિચા વચહિચા શ્યઓથનોઈ હી વહ્યો
અકેમ્ચા,
આઓસ્ચા હુદાઓંઘ્હો એરેશ્ વિષ્યાતા
નોઇત્ દુશ્દાઓંઘ્હો.

**જુગલ* જોડી.** પ્રથમ પ્રગટી બે મીનોઇ શક્તિ. રૂડી અને.ભુંડી. પોત મેળી ગતિ પામી ગમનાચારમાં ચલાયમાન થઇ. પ્રત્યેકે પ્રત્યેકની ઓળખાણ દીધી. એ એમાંની એકથી વિચાર, વચન અને વર્તનમાં સ રૂડી. બીજી હતી ક ભુંડી. ઇરાની નરે એમાંની સારીને સમજી તપાસી સ્વીકારી. ન અંગીકારવી† કુરૂપા‡ કૃત્યા§ ભુંડીને કદીએ.

પદ : રૂડી મીનોને લે પ્યારા.

*બેની ભેગી. †સ્વીકારવી. ‡કદરૂપું §દેવી.

૪ અત્ચા હ્યત્ તા હેમ્ મઇન્યૂ જસએતેમ્ પઓઉર્વીમ્ દજ઼દે,
ગએશ્ચા અજ્યાઇતીશ્ચા યથચા અંઘહત્ અપેમેમ્ અંઘુશ્,
અચિશ્તો દ્રેગ્વતાંમ્ અત્ અષાઉને વહિશ્તેમ્ મનો.

જીવન મરણ. ભિન્ન* ગુણ અંકિત† એ શક્તિઓ ધુમતે ધુમતે એકમેકમાં ભેલાઇને ધુસી ગઇ. સારાંમાંથી ઉપજ્યું જન્મ ને જીવન. નઠારાંમાંથી આવ્યાં મરણ ને નષ્ટતા.‡ એઓ મુકરર કરવા ખલકતની હોણી અન-હોણી સમજી જઇને અરસપરસ તેઓએ ફેંસલો કર્યો કે વિકારી§ પામીને મળે ભુંડી તરફથી કષ્ટ વેષ્ટીત‖ દુષ્ટ ફેજ. ચુસ્ત ઇમાનદારને રૂડી શક્તિને યોગે મળે મધુર રાગો ગાતું ભભુકદાર તેજનું ઉત્તમ ગરોદેમાન બહેશ્ત.

પદ: ઝણુકારી ફિટકારી પામીણી વિષયી જડ કૃત્યા.

---

*જુદા †ઓળખાયલું. ‡નાશ. §રોગી
‖ઘેરાયલું.

૫ અયાઓ મનિવાઓ વરતા યે દ્રેગ્વાઓ
અચીશ્તા વેરેજ઼્યો,
અષેમ્ મઇન્યુશ્ સ્પેનિશ્તો યે
ખ્રઓજ઼્દિશ્તેંગ્ અસેનો વસ્તે,
યએચા ક્ષ્નઓષેન્ અહુરેમ્ હઇથ્યાઇશ્
ષ્યઓથનાઇશ્ ફ્રઓરેત્ મજ઼્દામ્.

ક ગુણાંશી દુષ્ટતા. ક ગુણાંશી દુષ્ટ ધ્રુવ શક્તિએ* પોતા માટે પસંદ કર્યાં નાશકારક મરણુ અનજીવન પાપ યુક્ત† કુ વાનાં. વિશાળ સુખકર સ ગુણાંશી શક્તિએ‡ પસંદ કરી પોતા માટે આતશી ચલકાટ સન્જીત બળબળતી સત્યતા. જે સુશોભિત સણગારમાં નક્કર ખડક પ્રેમ અડગ ઉભેલી પોતાના રૂડા આચારથી તે અહુરમજ઼્દને મન પ્યારી છે.

પદ: સણગારેલી સુંદર સોવાસણ સત્યતા.

---

*બુરો મીનો. †જોડાયલાં. ‡ભલો મીનો.

૬ અયાઓ નોઇત્ એરેશ્ વીષ્યાતા દએવાચિના
હ્યત્ ઈશ્ આ દેબઓમા,
પેરેસ્મનેંગ્ ઉપા-જસત્ હ્યત્ વેરેનાતા
અચિશ્તેમ્ મનો,
અત્ અએષેમેમ્ હેન્દ્વારેન્તા યા બાંનયેન્
અહુમ્ મરેતાનો.

સ શકિતની સામનાપણું. મોહ માયાની ફાંસ જાલમાં લપટેલા ધુતારા જુઠા ગુરૂઓમાં નથી સરજાયું લક્ષણ સાચી પરીક્ષા કરવાનું. નથી બિલકુલ તેઓની નિષ્ટા સારૂં પસંદ કરવાની. ઘેરાઇ પડયો છે તેમના પર જુઠાઇનો ગફલતબાજ અંધાર પછેડો.* પોતા વખા† પાપાત્માઓમાં પરપુછ કરી એ લોકે પોતાના અધ્યક્ષ દાખલ ક મનના અહેરેમનને નિમ્યો પોતા હસ્તકની જતી રહેલી સત્તા પાછી સંઘરવા. એ બધું ધાડું‡ ધડધડીત§ ધોધબંધ ધડક-ધુજારે ધકેલાતું ધસી ધાયું. વંટોળ્યાનાં વમળમાં વીંટળાયલું. ઝાંઝી ઝનુની ગુસ્સાના કહેરી વિકરાળ દેવ એશ્મ કને ગયું. તેને આપી સરદારી કે તેના વિકારથી કરી તે સર્વત્ર સુખી સંતોષી સંસારી સાચી જીંદગીનો અંત આણે.

પદ: ધાયો ધસી ધુજારો ધમધોકાર.

*ચાદર. †એક પક્ષના. ‡લુટારાઓનું ટોળું.
§ઉપરાઉપરી.

૭ અહ્માઇચા ક્ષથ્રા જસત્ મનંઘ્હા વોહૂ અષાચા,
અત્ કેહ્રપેમ્ ઉતયૂઇતિશ્ દદાત્ આર્મઇતિશ્ આંન્મા,
અએષાંમ્ તોઈ આ અંઘ્હત્ યથા અયંઘ્હા આદાનાઇશ્ પોઉરૂચો.

**અમશાસ્પંદોનો આશરો.** અડીભીડીના એ મામલા વખતે આશરો મળ્યો શહરેવરી બંદોબસ્તીદાર અનજુમનને બહ્મનનાં ભલાં મનનો. અર્દીબહેશ્તના મહા ગતિવંત જોશનો. ચોકખી પાક સ્પેંદાર્મદ અમશાસ્પંદનો. એઓથી અંતકરણ આકૃતિઓ નેકી પાકી સ્વચ્છતામાં સ્વરૂપવંત બનીને ખડી થઇ ગઇ. ઘાટ ઘટમની ઘડતરમાં સુદરેહ બખ્તરબંદ કુસ્તી કમરબંદ સાંક* સંગીનતામાં ઠસ્સાબંધ તટસ્થ દીનદાર ફોજી અમે બન્યા. એટલા મજબુતીમાં આવ્યા કે એશ્મનાં ધાડાંને ન શરણ થતાં જીવથી માર્યો. કુદરતને ઘડતી વખતે અય મહાજ્ઞાની સાહેબ અહુરમજ્દ તેં આર્મઇતી બાનુંને સકોમળ મરોડદાર પ્રેમળતામાં સરજાવી. તે હમેશની અમારી મદદગાર રહો. તારી બની બનાઇ હમેશની તે બરકરાર રહો.

૫૬ : ઉભરી ઉઠી અંતકરણ આકૃતિ.

*માથું.

૮ અત્ચા યદા અએષાંમ્ કએના જમઇતી
  અએનંઘહામ્,
અત્ મજ઼દા તઇબ્યો ક્ષથ્રેમ્ વોહૂ મનંઘહા
  વોઇવીદાઇતી,
અએઇબ્યો સસ્તે અહુરા યોઇ અષાઈ દદેન્
  જ઼સ્તયો દ્રુજેમ્.

**જીુઠણી.** ધાડાં પર કાવ્યાની ગુરજનો ઉગામેલો ફટકો પડતેનેજ ભલી મનશ્ની ખીલી જઇને અનજુમનનો રાજઅમલ નક્કર થયો. દેનાઓની દીન પ્રતિષ્ઠિતપણે* પ્રસિદ્ધ પરઠાઇ. જીુઠણી લબાડ દેવણીના મુશ્કેટાટ થયા. અર્દીબહેશ્તના આતશ પંથી જોદ્ધાઓની ચુંગાલમાં તે સપડાઇ.

પદ: જીુઠણીનો વેરૂં ભુંકા ભુંકા જી રે.

*ઈજતદારીથી.

૯ અત્‌ચા તોઈ વએમ્‌ ખ્યામા યોઈ ઇમ્‌ ફ્રેરષેમ્‌
કેરેનાઉન્‌ અહૂમ્‌,
મજ્દાઓસ્‌ચા અહુરાઓંઘ્હો આ મોયસ્તા
બરના અષાચા,
હ્યત્‌ હથા મનાઓ બવત્‌ યથા ચિસ્તિશ્‌
અંઘહત્‌ મએથા.

**સંપૂર્ણતાની ટોંચ.** હેસું એમ. થયુંબી તેમ. નેક નેયતના સવાબથી દુનિયાદારી ગેતીની વધારી, સુધારી, ઉંચે ચઢાવી ફ્રેરેસ્તાઇ મીનોઇ ખસલતની સંપૂર્ણતાની ટોચે ચઢાવશું. એટલી બધી કે ખુદાઇ પૂર્ણકી* કુદરતમાં એકત્ર થઇ સમાઇ જઇએ. અર્દીબહેશ્તના આતશી કેબલા આધારે અગર કરે ને સાહેબ તો અમારી ધારી ધારણા પાર પડે. કારણ કે આત્માની ઉંડાણ અક્કલને એ ધારણા બિલકુલ અનુકૂલ છે.

પદ: ઝુંકાવનાર ઝુંકી ઉંચી ટોંચે ચઢે.

*તમામ.

**૧૦ અદા જી અવા દ્રુજો અવો બવઇતી સ્કેન્દો સ્પયથ્રહ્યા,**
**અત્ અસિશ્તા યઓજન્તે આ-હુષિતોઇશ્ વંઘહેઉશ્ મનંઘહો,**
**મઝ્દાઓ અષખ્યાચા યોઇ ઝ્જેન્તી વંઘહાઉ સ્રવહી.**

**તુટી વેરવાર.** જાુહણીએ ઉઠાવેલા ફટકા દીનદારોની ચીવટ ચુસ્તપણાંની મુકાબલ અ-ચોટો*, અ-પ્રહારો†, અ-ક્ષતો‡ બની થયો તુટી ટાટીને વેરવાર. વીજળીના વેગની§ તેજથી બહુમનની દરગાહમાં પરંડેલા આતશબહેરામ સ્થલે જમા થઇ દીનદાર સીપાહોની અનજુમન કમ્મરબંધ તતરતંગ. જશ્નની ભણામણી વખતે આતશ પાત્રનો જોશ હમેંપેવીંદા થયો. તે બધામાં જોર વળગવાને લીધે. એ સબળ આંગો અખુટ પ્રવાહ બહુમન અને અર્દીબહેશ્તની બરકતથી દુષ્ટ ધાડાં સામો મહા બાણ સમાન ફુટાડી તારી મહેરબાનીથી અય દાદાર અહુરમઝ્દ અમે તેના સામે અતુટ કિલ્લા સમ આડા ધર્યા.

પદ: ચંચળ ચપલાનો પ્રવાહ પ્રયોગ.

*ઘા. †ફટકા. ‡જખમ. §ઝડપ.

**૧૧ હ્યત્ તા ઉર્વાતા સખથા યા મજ્દાઓ દદાત્ મષ્યાઓંઘ્હો,**
**ખીતિચા એનેઇતી હ્યત્યા દરેગેમ્ દ્રેગ્વોદેબ્યો રષો,**
**સવચા અષવબ્યો અત્ અઇપી તાઇશ અંઘહઇતી ઉશ્તા.**

**ક્યાની માનવી.** રે ક્યાની ઇરાની માનવી લોકો. પામ્યા તમે મારેથી દીક્ષા એ બે ભિન્ન પ્રકારી પણ સાથે ભેલાયલી ધ્રુવી, શક્તિઓની. તેમના વિષેના અહુરમજ્દના નિર્માણ્યા નિયમોથી તમે વાકેફ થયા. તો પછી જાણો કે તમે ખરૂં ખોટું પારખવાને લાયક થયા. આબાદીના કાનુન શા છે. હેરાનીના શા છે. જુદદીન નાસ્તિકનાં ધાડાંઓનો નાશ કરવાની અક્કલ પણ તમારામાં આવી. માજ્દયસ્ની દીન પર ફિદાગીરી કરી તે જાન ફેશાનીનો દ્રઢ લાભ કેમ મેળવવો તે પણ જાણ્યું. અમારૂં એ સંભળાવ્યું તમને આમીન થાઓ. કલ્યાણકારક નિવડો.

પદ: પૂર્વીણ પંડીત પ્રણામી ગા જશ ગુણ પ્રભુતણા.

અહ્યા યાસા નેમંઘ્હા ઉસ્તાનજ઼સ્તો રફ્રેદ્રહ્યા,
મન્યેઉશ્ મઝ્દાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા
અષા વીસ્પેંગ્ ષ્યઓથના,
વંઘ્હેઉશ્ ખ્રતૂમ્ મનંઘ્હો યા ક્ષ્નેવીષા ગેઉશ્ચા
ઉર્વાનેમ્.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

યથા અહૂ વઇર્યો ૪, અષેમ્ વોહૂ ૩. યેંઙ્હે-
તાવક્ષ્યાંમ્ હાઇતીમ્ યઝ઼મઇદે. યેંઘ્હે
હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્હો
મઝ઼દાઓ અહુરો વએથા અષાત્ હચા
યાઓંઘ્હાંશ્ચા તાંસ્ચા તાઓસ્ચા યઝ઼મઇદે.

# ( હા ૩૧ )

૧ તા વે ઉર્વાતા મરેન્તો અગુશ્તા વચાઓ
સેંઘ્રામહી,
અએઈઝ્યો યોઈ ઉર્વાતાઈશ્ દ્રુજો અષહ્યા
ગએથાઓ વીમેરેન્ચઇતે,
અત્ચીત્ અએઈઝ્યો વહિશ્તા યોઈ જ઼રજ઼્દાઓ
અંઘેન્ મજ઼્દાઈ.

ઉઠાવો અવાજ બુલંદ. સ્મરીએ,* પઢીએ, ગુણ ગાઇએ. ખુદાના મંત્રીક કલામના. થા જે ગુપ્ત. હમણાં લગણ ન સમજાયલા. ઉઠાવો અવાજ બુલંદ શૂરીલો ગગન તક તેમનો. પાંથરો પવિત્ર ધ્વનિ અટકાવવા જુઠણીનો અધમ† માર્ગ. નિકર‡ તેની ફેલામણીથી અષનાં આતશી તત્ત્વ મારફતે પરસ્તેશ કરનારા ધર્માધ્યક્ષો§ જાયાં થાય. ભણામણીના પ્રચારની પ્રવિત્ર પાકીજ઼ગી ખુબ રેડતો એ કલામના ભણકારા અને પડઘાઓથી ખુદાતાલા આપણાં જીગરમાં ઘાડાં કૌવતની કુમક જગાવી અંધારી નાપાક પલીદીને નિવારે છે.

પદ: બોલો બિરાદર બુલંદ બંદગી.

---

*યાદ કરીએ. †નીચ. ‡બહોળા. §ધર્મગુરુ.

**૨ યેજી આદઇશ્ નોઈત્ ઉર્વાને અદ્વાઓ અઇબી-**
**દેરેશ્તા વખ્યાઓ,**
**અત્ વાઓ વીસ્પેંગ્ આયોઇ યથા રતૂમ્**
**અહુરો વએદા,**
**મજ્‌દાઓ અયાઓ આંસયાઓ યા અષાત્**
**હચા જ્વામહી.**

**સત્યતા સંશોધના.*** શાસ્ત્રોક્ત† વિધિપૂર્વકજ‡ સત્યતાનું સંશોધન થાય. આત્માની બેહતરી ખાતર તે છે ઘણું કરવા લાયકનું. અહુરમજ્દના ખાલેસ કાનુનો સમજ્યાની ખરી અસર ત્યારેજ દિલમાં થશે. ત્યારેજ ધર્મની ચાર્ચીક§ અને યુદ્ધિક સામનાપણામાં‖ અષના સત્ય વચની કાયદા પ્રમાણે કાણી તરફ નિર્ણય થવાનો તે સ્પષ્ટીત,** દ્રષ્ટિત,†† પ્રદર્શિત‡‡ થશે.

પદ: સત્ય સંશોધન કરે પ્યારા.

*બારીક તપાસથી ખામી કાઢવી. †શાસ્ત્રમાં જણાવેલું.
‡હુકમ મુજબ. §ચર્ચા ભરેલું. ‖વિરૂદ્ધતામાં. **ખુલ્લું.
††દેખીતું. ‡‡જાહેર.

૩ યાંમ્ દાઓ મઈન્યૂ આથ્રાચા અષાચા ચોઇશ્ રાનોઈબ્યા ક્ષ્નૂતેમ્,
હ્યત્ ઉર્વતેમ્ ચજ્દોનંઘહુવદેબ્યો તત્ ને મજ્દા વીદ્વનોઈ વઓચા,
હિજ્વા થ્વહ્યા આઓંઘ્હો યા જ્વન્તો વીસ્પેંગ્ વાઉરયા.

**પક્ષોપ* પક્ષ સામસામા.** અહુરમજ્દની મજ્હબીક મિજલસમાં પક્ષોપ પક્ષ સામસામા થશે. ત્યારે તેમના સત્ય પારખુ આતશની કસોટીથી ઇમાનીઓનાં અંતકરણનું સમાધાન કરી ખરાંને ખરું ઠરાવશે. એ સત્ય તેજની આગાહી મને બતાવશે અગમચેતીથી કરમ બક્ષેશનો કરનાર કીરતાર. પ્રત્યેક્ષ સાક્ષાત† તેના પોતાના શબ્દે. તેથી અક્કલવાલાં લોકમાં દુરૂસ્ત દીનની રાસ્ત રાહ કબુલ કરાવવાનાં કામમાં હું ફાવું.

પદ: મજ્હબ મિજલસમાં ફાવે દીન મારી.

*નાના મોટા પક્ષો. †સ્પષ્ટ.

**૪ યદા અષેમ્ જેંવીમ્ અંઘ્હેનૂ મજ઼્દાઓસ્ચા**
**અહુરાઓંઘ્હો,**
**અષિચા આર્મઈતી વહિશ્તા ઇષસા મનંઘ્હા,**
**મઈબ્યો ક્ષથ્રેમ્ અઓજોંગહ્વત્ યેહ્યા વેરેદા**
**વનએમા દ્રુજેમ્.**

**સાધણોની પ્રસન્નતા.** છો જો પ્રસન્ન અગ્ન્યાંશી* અર્દી-બહેશ્ત અને બીજા હુકમી મહા શક્તિવંત અમશાસ્પંદો સાથે લાગી આમંઇતી. તો લાગલીજ મેળવીશ મારા મજ઼હબને શહેનશાહી ધર્મ ગણાવવાની સત્તા. લબાડીની ગરલ† ઓગાળતી જુઠણી દેવનીને એ રીતે જીવથી મારી હું ઓશિંગણ‡ થાઉં.

પદ : ભચકું કચકું ગુંગળાનું મારૂં જુઠણી.

*આતશ રૂપી. †ઝેર. ‡આભારી.

૫ તત્ મોઈ વીચિધાઇ વઓચા હ્યત મોઈ અવા
દાતા વહ્યા.
વીદુયે વોહૂ મનંઘહા મેન્ચા દઇધાઇ યેહ્યા મા
એરેષિશ્,
તાચીત્ મજ્દા અહુરા યા નોઇત્ વા અંઘહત્
અંઘહઇતી વા.

**તત્વોનું સિદ્ધાંત.** મજહબીક મેહફીલના ગંભીર હિંગામે પધારેલાં સાહેબાને મિજલસ. ભિન્નાભિન્નતા* ધર્મો માર્ગોના છો તમે હિમાયતી લોક. તમો કહી શકતા હો તો કહો. મારૂં પુછવાનું છે તેનો ઉત્તર. વિશ્વ મંડળ રચનાર જગ કર્તાએ સારાં તત્વો માત્રમાં અગ્નિ શિવાય શુંજ બીજું તત્વ "થા" કરી કહ્યું ને થયું. બહમનની સદબુદ્ધિથી તમે પહેલે તો પુરૂં સમજો એ તત્વને. પછી ભલે આવોની કરવા ચર્ચા. મારો બધો આધાર એ સિદ્ધાંત પર મેં બાંધ્યો છે. "હું" કારથી અગ્ની. ભડકા હિલતાં પવન પવન બંધાતે પાણી. પાણીમાં નિપજી વનસ્પતિ અને તેના કાહવાટે પૃથ્વી પહાડ.

પદઃ તત્વ નામેમાં વડું માત્ર અગ્નિ.

---

*જુદું જુદું.

૬ અહ્માઇ અંઘ્હત્ વહિશ્તેમ્ યે મોઇ વીદ્વાઓ
 વઓચાત્ હઇથીમ્,
 માંથ્રેમ યિમ્ હઉર્વતાતો અવહ્યા અમેરે-
 તાતસ્ચા,
 મઝ્દાઇ અવત્ ક્ષથ્રેમ્ હ્યત્ હોઇ વોહૂ વક્ષત્
 મનંઘ્હા.

સત્યોત્તરોચાર્યો.* ફાવશે તે જેણે શુદ્ધ મને અવસ્તાવાણી ભણી, સમજી. બાદ જેણે તરતાતરત સત્યોત્તરોચાર્યો. ઉચ્ચારી સંઘર્યાં ખોર્દાદનાં સુખ અમનના† ઢગ. અમર્દાદની અન-મરણી અમૃતી અમરતા. પામ્યો તે બહમનથી ઉત્તપન્નેલી, અર્દીબહેશ્તની તાકતે પુષ્ટેલી,‡ શહરેવરથી સજીતેલી, તપોબળી પાદશાહત. દીધો અર્પણ જેણે પોતાને અહુરમજદનાં નામ પર સદકે.

પદ : બી દીન થશો ના બહેદીન.

*સાચા સગુન બોલ્યા. †આરામ. ‡પોષાયલી.

૭ યસ્તા મન્તા પોઉરૂયો રઓચેબીશ્ રોઇથ્વેન્ ખ્‌ાથ્રા,
હ્વો ખ્રથ્વા દાંમિશ્ અષેમ્ યા દારયત્ વહિશ્તેમ્ મનો,
તા મજ઼દા મઇન્યૂ ઉક્ષ્યો યે આ નૂરેમ્ચીત્ અહુરા હામો.

**ગગન મંડળ ઝળક.** પ્રથમમાંજ સાહેબે ફરમાવ્યું કે ચમકો આ દુઆ ભરેલા પવિત્ર દેશમાં તેજસ્વી રોશનીના ચમકારા. સવાબના સુગંધ પમરતા સોડમથી ગંઠાયાં ગગન મંડળના દિપતા પ્રકાશો. ત્યારેજ તમે જાણી જશો કે દીનનો હુકમી કાનુન કેવળ માજ઼દયસ્ની અષ પંથી છે. તેના સદાચરણનો દોર દુનિયામાં અપાર વધ્યો જાય છે. ગગન મંડળ પ્રકાશની વધારણા ને નિભાવણા અહુરમજ઼દ કદીએ ન નિઠાડો.

પદ: તપ તેજે દિપ્યાં ગગન મંડળ.

**૮ અત્ થ્વા મેન્ગ્હી પોઉર્વીમ્ મઝ્દા યેઝીમ્ સ્તોઈ મન્ંઘ્હા,**
**વંઘ્હેઉશ્ પતરેમ્ મનંઘ્હો હ્યત્ થ્વા હેમ્ ચશ્મઇની હેન્ગ્રબેમ્.**
**હઇથીમ્ અષહ્યા દાંમીમ્ અંઘ્હેઉશ્ અહુરેમ્ શ્યઓથનએષૂ.**

**ધાર્યો મેં તુંને.** ધારણા સમાધે ધાર્યો મેં અહુરમજ્દને. નમસ્કારે ભાવનાએ પૂજવા લાયકનો એકલો. બહમનનો પિતા. દીદ બ દીદ નજરે દેખ્યો આતશી ખોરેહની દીનનો પેદા કરવાવાળો સાહેબ. છે જેને આશરે જીંદગીના સર્વે બનાવોની અસર. અચૂક નિયમોને આધારે લટકેલી અઝુક કે તઝુક.

પદ: પિદર બાહમનનો છે અહુરમજ્દ.

૯ થ્વોઇ અસ્ આર્મઈતીશ્ થ્વે આ ગેઉશ્ તષા
અસ્ ખ્રતૂશ્,
મન્યેઉશ્ મઝ્દા અહુરા હ્યત્ અખ્યાઇ દદાઓ
પથાંમ્,
વાસ્ત્રયાત્ વા આઇતે યે વા નોઇત્ અ ઘહત્
વાસ્ત્રયો.

સીધો રસ્તો. અહુરમઝ્દ સાહેબ. ખાલેશ શ્રદ્ધાળુ સેવાવાળી આર્મઇતીની અસલ નસલ તો તે. કુદરતનો કીરતાર તે. આત્માઓનુ મૂળ તુ. સીધી સડક જેવો પાધરો દોર રસ્તો નિશ્ચિત કરનાર તે. દીનદાર મુસાફરો એ રસ્તે પડી વગર મુસીબતે પોતાની મંજલે પહોંચે.

પદ: હક અવલ અસલ નસલ,
સમજો સર્વે બિલકુલ નકલ.

૧૦ અત્ હી અયાઓ ક્રૂવરેતા વાસ્તીમ્ અખ્યાઈ
ફ્ષુયન્તેમ્,
અહુરેમ્ અષવનેમ્ વંઘ્હેઉશ્ ફ્ષેન્ઘ્હીમ્
મનંઘ્હો,
નોઈત્ મઝ્દા અવાસ્તયો દવાંસ્ચિના હુમેરે-
તોઈશ્ બક્તા.

**જાગીરદારો ને બીજા.** હરીફ પક્ષોમાંથી પસંદ કીધી પવિત્ર માઝ્દયસ્ની દીનને શાહી જાગીરદારોએ. રાજ તાજના અશ્વપાળ* લશ્કરી લોકે. પોતાની ખરી દોલત તેઓ સ્મરણ શક્તિની શુદ્ધ બુદ્ધિમાં સમાયલી સમજ્યા. તેમનાં મન નેકીમાં ઉસ્તાદ અને મુસ્તાક. અન-આર્ય અજ્ઞાનોએ ન પસંદ કીધી તેને. ન કીધી કપટીઓએ. શી અવકાત કે મજાલ એવાઓની મગજ શક્તિની. દીનદાર વિદ્યામાં કેમે હિસ્સો પડે એવાઓ.

પદ: અપૂર્ણાંકની હોય કંઇ મજાલ.

*ઘોડાઓનું પાલન કરનાર.

**૧૧ હ્યત્ ને મજ્દા પઓઉર્વીમ્ ગએથાઓસ્ચા તષો દએનાઓસ્ચા,**

**થ્વા મનંઘ્હા ખ્રતૂશ્ચા હ્યત્ અસ્ત્વન્તેમ્ દદાઓ ઉશ્તનેમ્,**

**હ્યત્ શ્યઓથનાચા સેંગ્હાંસ્ચા યથ્રા વરેનેંગ્ વસાઓ દાયેતે.**

**દીનદારો સાર.** વસ્યાં દીનદારો સાર અહુરમજ્દનાં રાષ્ટ્રીય સંસ્થાન. ઠર્યા તેમના વહીવટ કાજે સુ નીતિના ને સત ધર્મી ૦કાયદા. મુકાઇ તેઓમાં ભલી અક્કલની સમજ તેમનાં ધોરણે ચાલવા. ચાલુ થયું તેઓમાં શારીરિક જોર ને ઝડપી ચપલાઇ. નવાજ્યા તેમને એ પ્રયોગોથી. શરીયતથી રાસ્ત ચાલવું. એકમેકસે તે પ્રકારે કામ લેવું. પુણ્યનો તોષો હાંસલ કરવો.

પદ: ગોરો ધોરો વીરો ચંચલ મોબેદજી.

**૧૨ અથા વાચેમ્ બરઈતી મિથહ્વચાઓ વા એરેઝ્વચાઓ વા,**

**વીદ્વાઓ વા એવીદ્વાઓ વા અહ્યા જેરેદાચા મન ઘહ્ડાચા,**

**આનુશ-હક્ષ્ આર્મઇતીશ્ મઈન્યૂ પેરેસાઈતે યથા મએથા.**

વિદ્યા ને અ-વિદ્યા. ઇલ્લતી જડવાદી અ-વિદ્યાધરે* આણીકાર મારી બરાડ એ રૂડા સબક સામે. પેલી કારે વિદ્યાધર માજ્દયસ્નાને ઉઠાવ્યો અવાજ તેની તરફમાં. એ રવેસે બે તડ પડયાં. માજ્દયસ્નાન તો હતો સત્યવક્તા ને જાણકાર. અ-વિદ્યાથી થયાં જાહેલ બી દીન. ના તેમનાં મન મોકળાં કે હૈયાં ચોકખાં. થયાં તેઓ હમેશાં મેલાં ને કાળાં. જ્ઞાનીનું થયું ચાંચલીક ચિત્ત કાળજીમંદ. સદા વસ્તું હતું તે આયમાતૃ આર્મઇતીની પવિત્રતામાં મગન થઇને.

પદ: બરાડ મારી અનઘડ મુરખે.

---

*દેવચરન.

**૧૩ યા કૂસા આવીષ્યા યા વા મઝ્દા પેરેસાઇતે**
**તયા,**
**ચે વા કસેઉશ્ અએન'ઘ્હો આ મજિશ્તાંમ્**
**અયમઇતે બૂજેમ્,**
**તા ચશ્મેન્ગ્ થ્વિસ્રા હારો અઇબી અષા અઇબી**
**વએનહી વીસ્પા.**

**ચંદ પ્રશ્ન.** જાણુતા નથી કે ચંદ પ્રશ્નો હોય છે ખુલ્લા કરવા લાયક જાહેર. બાજે ગૂઢ* ભારી ગૃત્વ હકીકતો છે ન સાધારણ સમજમાં ઉતરે તેવી. કાંઇક સવાલોની આકૃતિ ઘડી શકાય. અય ખુદા. મિજલસમાં એવાબી આવ્યા છે કે તકરારી જીકરી ઉઠાવી અંદાજાથી ઉલટા જાય છે. નાહક પોતાનાં સર પર પશેમાનીની તોજેશ ઉઠાવે છે. છે એ સંધું તારી નજરમાં બિલોરના આયના માફક રોશન.

પદ : મગજ કમતર પણ વિષય વિસ્તાર.

*બાતેની.

૧૪ તા થ્વા પેરેસા અહુરા યા-જી આઈતી જેન્ગહતિચા,

યાઓ ઇષુદો દદેન્તે દાથ્રનાંમ્ હચા અષાઉનો,

યાઓસ્ચા મઝ્દા દ્રેગ્વોદેભ્યો યથા તાઓ અંઘેહેનૂ હેન્કેરેતા હ્યત્.

**હમણાં ને પછી.** એ વાતો ધ્યાનમાં રાખીને મારે ઠરાવવાં હમણાંનાં દીનદારી સાધણો. પછી ભવિષ્યમાં બનવા કાલ સાધણો. દાખલા તરીકે અન-ભણ દીનદાર દેવાદારે ચઢેલાં કરજની ફરજ કેમ ફિટાડવી. જેથી દસ્તુરોની અંદગી ભણામણીનું આકર્ષણ તેમની મદદે આવે. પછી જુદદીન તો આખરે વટીક પોતાની ભુલનો ફેજ પિછાને એ નામુમકીન છે.

પદ : ધાંટન ફેજ આખરી હિગામે.

૧૫ પેરે્સા અવત્ યા મઇનિશ્ યે દ્રેગ્વાઇતે
 ક્ષથ્રેમ્ હુનાઈતી.

દુશ્-સ્યઓથનાઈ અહુરા યે નોઈત્ જયોતૂમ્
 હનેરે વીનસ્તી,

વાસ્ત્રયેહ્યા અએનંઘ્હો પસેઉશ્ વીરાઅત્યા
 અદ્રુજયન્તો.

**દુષ્ટોનો અમલ.** હવે છે મારો સવાલ. જુદદીન નાસ્તીકો માટે તખ્ત તૈયાર કરનાર દુષ્ટો સારૂં બદલો કડકડતાં આપી દોજખનો. એઓમાંનો કોઇ એક બી એવો નથી જે તન પસીનાથી હોય રળી ખાતો. શ્રમ ઉઠાવનાર ધર્મધારી જમીનદારોના કે અશ્વ સવારોના પાક ને ઢોર ઢાંક લુંટી લાવવા એ તો તેમનો ધંધો. દીનદાર લોકો તો જુઠણીની વિરૂધતાવાળા છે.

પદઃ ઉઠી, ઉભો તું થા ધર્મોપાસક.

૧૬ પેરેસા અવત્ યથા હ્વો યે હુદાનુશ્ દેમનહ્યા
    ક્ષથ્રેમ્,
ક્ષોઈથ્રહ્યા વા દખ્યેઉશ્ વા અષા ફ્રદથાઈ
    અસ્પેરેજ઼તા,
થ્વાવાંસ્ મજ઼્દા અહુરા યદા હ્વો અંઘહત્ યા
    શ્યઓથનસ્ચા.

પૂર્ણાંશીમાં સમાવણી.* શુદ્ધ રાહે ચાલનાર માજ઼્દયસ્નાન વસ્તો હોય મકાનમાં, પરગણામાં કે પ્રાંતમાં ત્યાં પાકીજ઼ગીના ઝરાનો જોર વિસ્તારાતો જાયજ. પોતાનું ચિંત્તવણ ખુદા સાહેબની જગમગ જ્યોતીમાં ચીવટ પરોવીને† પોતાના અપૂર્ણાંશી તેના પૂર્ણાંશીમાં સમાવી દે.

પદ: નેકી પાકીથી ફરે દએના ચકર.

---

*સમાવેશ. †લગાડીને.

૧૭ કતારેમ્ અષવા વા દ્રેગ્વાઓ વા વેરે-વઇતે
મજ઼્યો,

વીદ્વાઓ વીદુષે અ્રઓતૂ મા એવીદ્વાઓ
અઇપી-દેબાવયત્,

જ઼્દી-ને મજ઼્દા અહુરા વંઘ્હેઉશ્ ફ્રદક્તા
મનંઘ્હો.

**જ્ઞાન ગુણ.** ધર્મધારી ઉત્તમ અને નાસ્તીક અધમ વચ્ચે જ્ઞાન ગુણ ચર્ચાની લડણ* લાજમ છે લડવી એ પ્રકારે. અપૂર્ણાંક અણઘડ કયાનીને જુદદીનમાં છો પડયો રાખવો નામુનાસબ છે. સારાં મનનાં જ્ઞાનની જોત એવા અનાડીઓમાં ખુદા જગાવો.

પદ: જગવી હું જ્ઞાન જોત અણઘડમે.

*લડાઈ.

૧૮ મા-ચિશ્ અત્ વે દ્રેગ્વતો માંથ્રાંસ્ચા ગૂશ્તા
સાસ્નાઓસ્ચા,
આજી દેમાનેમ્ વીસેમ્ વા ષોઇથ્રેમ્ વા
દખ્યૂમ્ વા આદાત્,
દુષિતાચા મરકએચા અથા ઈશ્ સાઝ્દૂમ્
સ્નઇથિષા.

ચુપ કરો. ચૂપાડો જુદ્દીનવાળાઓના જુઠા શ્લોક. ડુબાડયાં એમની એસૂર એતાલ ધ્વનીએ કંગાલિઅત અને મોતમાં ઘર, ગામ, પરગણા, પ્રાંત ન ચુપે ને આપણા ધર્મમાં હરકતખોર થઇ પડે જંગની કોહાડી મારી ફાડો તેમનાં ફડાફડ ફાડયાં.

પદ: જગવી હું જ્ઞાન જોત અણુધડમે.

૧૯ ગૂશ્તા યે મન્તા અષેમ્ અહૂમ્બિશ્ વિદ્વાઓ અહુરા,
એરેજુખ્ધાઇ વચંઘ્હાંમ્ ક્ષયમ્નો હિઝ્વો-વસો,
થ્વા આથ્રા સુખ્રા મઝ્દા વંઘ્હાઉ વીદાતા રાંનયાઓ.

**લાયકને સમજ પડે.** આ દીક્ષિત કાયદા લાયકનીજ અક્કલમાં ઉતરશે. તેઓ સત્યવાદીઓનાં ભૂષણ* રૂપ છે. તેની પવિત્ર પદ રચનામાં ગુંથાઇ છે. દીનદાર સત્તાની હુકમી ધ્વની. ઓઆરત છે બળાબળતી તપની ભરેલી સ્વતંત્ર. શબ્દ રચના છે તીવ્ર† બાણ સમાની. ઉની ઉકળતી ભઠીની જીવતી પીગળેલી ધાતુનો રસ આંગમાં ઓટીને સચ્ચાઇ પ્રગટાવી લાવે ને જુઠાંનો નાશ કરે તેવી.

પદઃ ચુંકું ભુંકું રૂકું જીકું રૂકું પુરૂં કરૂં વિખુંટું.

*શણગાર. †તીક્ષ્ણ.

૨૦ યે આયત્ અષવનેમ્ દિવમ્નેમ્ હોઇ અપરેમ્ ક્ષયો,

દરેગેમ્ આયૂ તેમ ઘ્હો દુશખ્‌રેથેમ્ અવ-એતાસ્ વચો,

તેમ્ વા અહૂમ્ દ્રેગ્વન્તો શ્યઓથનાઇશ્ ખ્‌પાઇશ્ દએના નએષત્.

**જુદદીનની હલાકી.** એવા કસાયલા દીનદારોને કોણ ઉલથાપ આપી શકવાનો છે. પરહેજગારીના સાયા તળે દેવનું કામ કરનાર પાપી ગયો ઠગવા કે પડયો મરવા. બદદીનને ભાગલે આવશે દોજખનું કાળું ઘણું જાડું અંધારૂં. પલીદીનો ભક્ષ. ગલીચ પુવેણ. બદદીન નાસ્તીકો હમેશના હલાક થશે અહેરેમનની મેલી જીંદગીમાં. એ પાપીઓનો ફેજ એજ.

પદ: ઠગની પૂઠળ* પડયો નાશ.

*પાછળ.

૨૧ મઝ્દાઓ દદાત્ અહુરો હઉર્વતો અમેરે-
તાતસ્ચા,

બૂરોઇશ્ આ અષખ્યાચા ખ્વાપઇથ્યાત્ ક્ષથ્રહ્યા
સરો,

વંઘેહેઉશ્ વજ્દ્રરે મનંઘહો યે હોઈ મઇન્યૂ
ષ્યઓથનાઇશ્ચા ઉર્વથો.

**જરતોશતીને આરામ.** દીધાં દાદારે દોનદારોને અમન સુખ વિલાસ* શાંતિ અમર્ગી. પુણ્યોની ન્યાજ લાહાવા† હદીઆ વધાવ‡ તરીકે. તે સાહેબ થયો. તેમનો થયો છત્રછાંયે રાખનાર મુરબ્બી. શહેરેવરનાં મહા બળથી બહમનની ભલી તવાનાઇથી. થયો છે તે તેમનો યાર વફાદાર મોહબતી મિલાકાતી બિરાદર પિદર.

૫૬: યાર વફાદાર બિરાદર પિદર.

---

*મોજ. †લાભ.

૨૨ ચિથ્રા ઈ હુદાઓંઘ્હે યથના વએદેમ્નાઇ
મનંઘ્હા,
વોહૂ હ્વો ક્ષથ્રા અષેમ્ વચંઘ્હા બ્યઓથનાચા
હ્સિ,
હ્વો તોઈ મઝ્દા અહુરા વાજિશ્તો અંઘ્હઇતી
અસ્તિશ્.

**દ્રષ્ટીત પ્રદર્શિત.*** ખરાં મોટાંના પરીક્ષકની જાણકાર નજરમાં આવે છે આ બધા નિયમ દ્રષ્ટીત પ્રદર્શિતે. એમાં પક્કો થયલો આતશ પંદો મોબેદો ચેલો પાવમહેલના અગ્લથી હમકલામ થઇને અણદીઠ નુરોના બધા માર્ગમાં દ્રઢ વધ્યો જાય છે. તેની નજરે બધું પ્રગટી આવે છે. ખુદાની દીન વધારનાર એવાજ સાહ્યકો છે સ્થંભ જેવા ટેકો દેનાર.

પદ: નિશ્ચ જેની નિશ્ચિત દ્રઢ.

*દખાડેલું.

અહ્યા યાસા નેમંઘ્હા ઉસ્તાનજ઼સ્તો રફ્રેધ્રહ્યા,
મન્યેઉશ્ મજ઼્દાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા
અષા વીસ્પેંગ્ ષ્યઓથના,
વંઘ્હેઉશ્ ખ્રતૂમ્ મનંઘ્હો યા ક્ષ્નેવીષા ગેઉશ્ચા
ઉર્વાનેમ્.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

યથા અહૂ વઇર્યો ૪, અષેમ્ વોહૂ ૩. તા-વે-
ઉર્વાતાંમ્ હાઇતીમ્ યજ઼મઇદે. યેંઘ્હે
હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્હો
મજ઼્દાઓ અહુરો વએથા અષાત્ હચા
યાઓંઘ્હાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજ઼મઇદે.

( હા ૩૨ )

૧ અખ્યાચા ખ્એતુશ્ યાસત્ અહ્યા વેરેજેનેમ્ મત્ અઇર્યમ્ના,
અહ્યા દએવા મહ્મી મનોઈ અહુરહ્યા ઉર્વાજેમા મઝ્દાઓ,
થ્વોઈ દૂતાઓંઘ્હો આઓંઘ્હામા તેંગ દારયો યોઇ વાઓ દઇબિષેન્તી.

પઢાવ્યો કલમો. પઢાવ્યો કલમો પયગમ્બરે બાપુકાર. પાદશાહને, તેના ખેશ કબીલાને, તેના જંગી એલમી જન સમૂહને.* પાદશાહી બુનિયાદને તથા ઉમરાવ તોખ્મના અમીરી સોબતીઓને. હતા તેઓ પહેલે જુદદીન નાસ્તીક દેવયસ્નાન. કારો ભારો જલદ એકરાર એ બધાએ એક દિલથી કર્યો. થઇએ અમે બધા અહુરમજ્દી માજ્દયસ્ની દીનના ફેલાવનાર ઉલટમંદ પેગામચી. ઓ ખુદા સાહેબ. એ મારા કલમીઓ ઉપર કિન્નો કપટ રચનાર કહેરી શત્રુઓને તું મારેલા તુટેલા કર.

પદ: પઢયાં કલમો દરેહમહેર વચ્ચે.

---

*ટોળું.

૨ અએઇબ્યો મઝ્દાઓ અહુરો શ્નારેમ્નો વોહૂ
 મનંઘહા,
ક્ષથ્રાત્ હચા પઇતી-મ્રઓત્ અષા હુશ્-હખા
 ખ્વેન્વાતા,
સ્પેન્તાંમ્ વે આર્મઇતીમ્ વંઘઉહીમ્ વરેમઇદી
 હા-ને અંઘહત્.

દુઆ કબુલ થઈ. નવજોતીઓમાં કરેલી પ્રાર્થનાનો જવાબ મળવાની નવાજેશ થઇ ખુદાની દરબારથી. બહમનની મારફતે સર્વનાં મન અહુરમજ્દની દરગાહમાં એકતાર થયાં હતાં. સાહેબે શબ્દ કર્યો. કીધી પસંદ મેં ને મારા અમશાસ્પંદોએ આર્મઇતીની આ ઇરાન ભૂમ ધર્મ રક્ષણાર્થે. છે એ અમારા ઉપર જાનો જીગરથી કુરબાન.

પદ: ચક્તિ* મન રોશનીના ધારા.

---

*અજબ.

૩ અત્ યૂશ્ દએવા વીસ્પાઓંઘ્હો અકાત્ મનંઘ્હો સ્તા ચિથ્રેમ્,

યસ્ચા વાઓ મશ્ યજઇતે દ્રુજસ્ચા પઇરિમતોઈશ્ચા,

ષ્યઓમાંમ્ અઇપી દઇબિતાના યાઇશ્ અસ્રૂદૂમ્ બૂમ્યાઓ હપ્તઇથે.

**દેવની ઓલાદ.** હો રે દેવ દૈત્યની મલામતી ઓલાદ. અ ક મનના અકોમન દેવથી ઉઘરેલા ઘણા જણનો ભોગ લંઇને એ આડા ઉંધા લોક ગર્વીષ્ટતાના* ખાડામાં ઉઘર્યા. જુઠણી દેવણીની વિકારની† ભરેલી તેમની બુનીયાદ. તેણી ને તેઓ ફ્રેબ ને દગાબાજીના કાળા પથરના પુતળાં છો.

પદ: વિકારી વિપારી પ્રપંચી દૈવોલાદ.‡

---

*મગરૂરીના. †ખરાબ ભાવનાવાળું. ‡દેવની ઓલાદ.

**૪ યાત્ યૂશ્ચા કૂમીમથા યા મષ્યા અચિશ્તા દન્તો,**

**વક્ષેન્તે દએવો-ઝુશ્તા વંઘ્હેઉશ્ સીજ઼્દ્યમ્ના મનંઘ્હો,**

**મજ઼્દાઓ અહુરહ્યા ખ્રતેઉશ્ નસ્યન્તો અષા-અત્ચા.**

**મત મતાંતર.** ઠીક તલાવટોનાં જાલાં તેઓએ ગુંચવ્યા છે. તેમને આધારે કોઇ ચાલે તો દુષ્ટમાં દુષ્ટ પરિણામનો ફેજ પામે. • દેવ્યાં દૈત્યાં પુતળાં પૂજણના તો મોટા હિમાયતી. એટલે બહમનની સારી મનશનીમાંથી ત્યાગાયલા, તરછોડાયલા. અહુર-મજ઼્દના માજ઼્દયસ્નાન માર્ગમાં આતશ પંથા સૂક્ષ્મ સિદ્ધાંતો કાને પડતાં વેત* તો તેઓ મૂચ્છીં ખાઇ થઇ જાય મરણ શરણ.

પદ: ધરણ ઢલણ મરણ શરણ.

---

*તુરત.

**૫ તા દેબેનઓતા મષીમ્ હુજ્યાતોઈશ્ અમેરેતાતસ્ચા,**

**હાત્ વાઓ અકા મનંઘ્હા યેંગ્ દએવેંગ્ અકસ્ચા મઇન્યુશ્,**

**અકા શ્યઓથનેમ્ વચંઘ્હા ચા ક્ષ્યિનસ્ દ્રેગ્વન્તેમ્ ક્ષયો.**

**કંગાલ તાગડો.** કંગાલ તાગડા રચ્યો પવિત્ર પુરુષોની આબાદી અને અમરતા બરબાદ કરવાનો તો તેમનો ધંધો. ક મનના સપાટામાં સપડાયા તે વખતથી ખ્યાત બન્યા તેઓ દેવ ચિંતક* ને દૈત્ય પૂજક. પાપ વચન બોલક. પાપ વર્તણ કર્તક. એવાં એવાં કનિષ્ટ† ધોરણોએ પાપી પાદશાહત પર કાબુવાળા થઇ રાંક અને સાદી રૈયતને ગુલામગીરીની જુસરીમાં જોડવા જારી કીધો જુલમ જાસ્તીનો દોર.

પદઃ અંધા ધુંધા પાપી મંત્રક બોલક કર્તક.

---

*મનન કરનાર. †હલકું.

**૬ પોઉરુ-અએનાઓ એનાક્તા યાઇશ્ સ્તાવયેઇતે**
**યેજી તાઇશ્ અથા,**
**હાતા-મરાને અહુરા વહિશ્તા વોઈસ્તા મનંઘહા,**
**થ્વહ્મી વી મઝ્દા ક્ષથ્રોઇ અષાઇચા સેંગ્હો**
**વીદાંમ્ .**

**ગેબી ગાલેબી.** તેઓના બદીના ભરેલા બુરા પાદશાહ મારફાડના હુમલા લાવ્યા. ઘણાઘણી તરકટોથી તેઓ પોતાની નાપાક નેમોમાં ફાવ્યા. અધમ પાખંડી* પુતળાં પૂજક જુદદીન ધર્મ તેમનો એવો. તેમનાં બધાં કતુંક ખુદાની હજુરમાં ઢગલે પડયાં છે. શુભ મનશ્નીના બહમનની યાદમાં તાજાંજ છે. એને લીધે મેં મક્કમ ઠરાવ કર્યો છે કે આ આર્ય ભૂમિમાં ઉત્તમ આંર્યોની જોત મેળવેલી ગેબી ગાલેબી એંચી ત્યાં રૈયતનાં મન કેળવી તેમના હક વિષે જાગૃતી આપી તે લોકનાં પાખંડ મારી નશાડવાં.

પદઃ પાખંડી પ્રપંચોના હવે આવી બની.

---

*ઢોંગી.

**૭ અએષાંમ્ અએનંઘહામ્ નએચીત્ વીદ્વાઓ**
**અઓજોઈ હાદ્રોયા,**
**યા જોયા સેંગહઇતે યાઇશ્ સ્રાવી ખ્એના**
**અયંઘહા,**
**યએષાંમ્ તૂ અહુરા ઇરિખ્તેમ્ મજ્દા**
**વએદિશ્તો અહી.**

**નથી જાણુતો.** નખોદિયા પાદશાહીનો વિકરાળ ખુની ખ્યોન એમ કરી નથી જાણુતો જે તેને પદભ્રષ્ટ કરવા ને તેની અજલ આણુવા સઘળાં સાધનો પુરાં થયાં છે. છતાંએ તે અહંકારીને મન ફાંટો છે કે પોતાના ખોટા ભાડુતી ચળકાટમાં તે બધાંને આંજી શકશે એટલે બસ. પોતેજ મનમાં મલકાઇ જઇને બણગાં* ફુંકે છે. ગુમરાહ તુંદીથી ગુમાન કરે છે કે ફતેહ કરીશ. પણ તેનાં બધાં કારસ્તાનો ખુદાને ખબર છે.

પદ: ગરૂર પાજી અહંકારી કરે તુંદ ગુમાન.

*જાતી વખાણ.

૮ અએષાંમ્ અએનંધ્હામ્ વીવંધ્હુષો સ્રાવી
ચિમસ્ચીત્,
યે મધ્યેંગ્ ચિક્નુષો અહ્માકેંગ્ ગાઉશ્ બગા
ખ઼ારેમ્નો,
અએષાંમ્ચીત્ આ અહ્મી થ્વહ્મી મઝ્દા
વીચિથોઈ અઇપી.

**વીવંઘાનનો જમશેદ.** એવો બુરો પાદશાહ થયો વીવંઘાનનો જમશેદ. માંસની માતબરીમાં અહંકારથી ફુંકરાઇ જઇને તે ફુલ્યો ને ભુલ્યો. એ કનિષ્ટ* મનુષ્યોની અડકણથી રે ખુદા તું મને ભ્રષ્ટ થતાં બચાવજે. તારી તાલવી કહાડનારી શક્તિએ એઓના અભડામણથી મને દૂરનો દૂર રાખજે.

પદ: ઢેડનું ભક્ષણ માનો મંશ આહાર.†

*હલકાં. †ભોજન.

૯ દુશ્-સસ્તિશ્ સવાઓ મોરેન્દત્ હ્વો
   જ્યાતેઉશ્ સેંગહનાઇશ્ પ્રતૂમ્,
 અપો મા ઈશ્તીમ્ અપયન્તા બેરેખ્ધાંમ્
   હાઈતીમ્ વંઘ્હેઉશ્ મનંઘ્હો,
 તા ઉખ્ધા મન્યેઉશ્ મઝ્દા અષાઇચા
   યૂષ્મઈબ્યા ગેરેઝે.

**સદગુણ તારાજ થયા.** સદગુણી સાહેબો અને સાહેબાણીઓની વારસામાં મેળવેલી ખરી દોલત એવાં શિક્ષણથી લુટાઇ તારાજ થઇ. તેઓ મોહતાજ બન્યાં. તેમની સારી મનશ્નીની રિધ્ધિ* ઢગલે ઢગલે ઉશેટી+ લઇ તેમનો સુશોભિત સુંદર સંસાર વણસાડયો.‡ મારા અંતરના આત્માથી કળવાઇને એ વિષેની ફરીયાદ હું ખુદાની દરબારે આતશી કેબલા મારફતે નોધાવું છું.

પદ: માયાવી§ શઠ|| દુષ્ટે સંસાર વણસાડયા.

*દોલત. +કાઢી નાખી. ‡બગાડયો.
§ઠગાઈ ભરેલા. ||લુચ્ચા.

**૧૦ હ્વો મા–ના સ્રવાઓ મોરેન્દત્ યે અચિશ્તેમ્ વએન`દહે અઓગેદા,**
**ગાંમ્ અષિઅ્યા હ્વરેચા યસ્ચા દાથેંગ્ દ્રેગ્વતો દદાત્,**
**યસ્ચા વાસ્ત્રા વીવાપત્ યસ્ચા વદરે વોઇઝ્દત્ અષાઉને.**

**ઉંધો ફતવો.** આતશની જોત ઉંચી ચઢે છે. આફતાબનાં કિરણ હેઠે પડે છે. ગતિ મંડળનાં એ અધ્યક્ષો* આફતાબ વિષે પાપીઓ છડેચોક બેધડક ઉંધો ફતવો આપે છે. કહે છે કે એનાં દર્શન થતે નમન કરવું, કે પરહેજગાર આફતાબે નેમાજી ને આતશ રક્ષક આથ્રવન દીઠામાં આવતેજ તેમને નમવું, એ બન્નેના નમનારાને મારી નાખવા સજાવાર છે. પોતાના દુર્ગુણની ઝેરી ફુંકથી ગુલજાર† ખીલેલાં રળિયામણાં મેદાનો તરસાડી‡ તેમનાં આબે હૈયાત જેવાં પાણી ચોરી લે છે. પરહેજગારોને મારી નાખવા ગુરજના ફટકા ઉગામે છે. પોતાના જેવા હલકટોને સારાં માણુસ કહે છે.

પદઃ સુ પાત્રને નમનારા લોકો.

---

*સરદારો. †સુંદર. ‡સુકાવી.

**૧૧ તએચીત્ મા મોરેન્દેનૂ જયોતૂમ્ યોઇ દ્રેગ્વતો મજ્રીશ્ ચિકોઇતેરેશ્,**
**અંઘઉહીશ્ચા અંઘ્હુવસ્ચા અપયેઈતી રએ-ખેનંઘ્હો વએદેમ્,**
**યોઈ વહિશ્તાત્ અષાઉનો મઝ્દા રારેષ્યાંનૂ મનંઘ્હો.**

**લુચ્ચા સંપ્રદાય.** તમારા લુચ્ચા ખુની સંપ્રદાયના વડામાં ખપતા નાસ્તીક જુદદીને મારો દેહ* પાડવાનું કાવત્રું રચ્યું. ખાવિંદ મોહરદારને શાદીના ગાંઠને આધારે મળેલું ધન નિધનો† લુમકો પોતાની ખંડણીનો લાગો લાગે છે એમ કહી લુંટયો. પરહેજગારની પાકીજગી ખરડીને યજ્ઞ ભાંગવા એ તો તેમનો દાવો. કાતલ ઝેરી છુરી મતલબો પાર પાડવા કાળમુખા અપરાધીઓએ નહીં ડર કીધો મારવા કઠણ કારી ઘાતકી ઘા.

પદ: માર્યા કારી ઘાતકી ઘા.

---

*જીવ. †ભંડારનો.

૧૨ યા રાઓંઘહુચેનૂ સ્રવંઘહા વહિશ્તાત્
બ્યઓથનાત્ મરેતાનો,
આએઈઝિયો મજ્દાઓ અકા શ્રઓાત્ યોઇ
ગેઉશ્ મોરેન્દેનૂ ઉર્વાઘ્-ઉખ્તી જ્યોતૂમ્,
યાઈશ ગેરેહ્વા અષાત્ વરતા કરપા ક્ષથ્રેમ્ચા
ઇષનાંમ્ દ્રુજેમ્.

**ડાળ ઘાલુ દોસ્તો.** તાણું મેહણાંનાં કડવાં વેણોથી ઢુંપી નાખીને તેઓએ કયાની લોકને શુભ કામો કરવાથી ખસેડી નાખ્યાં. મતલબી એહરા કરપનની કરપીણુ ધાક દેખાડી. ઝનુની ગરેહમની* ધાસ્તી ખવાડી. આતશ યોગી પરસ્તેશને પડતી નખાવી. જુઠણી દેવણીની મૂર્તિ પૂજા બાલાતર બનાવી. એવાં એવાં કર્મ કરીને કયાની ઓલાદની ઉત્તમ જીંદગી છીનવી.

પદ :આતશ યોગી પરસ્તેશ કરો.

*એક દીન દુશ્મન.

**૧૩ યા ક્ષથ્રા ગેરેહ્મો હીષસત્ અચિશતહ્યા દેમાને મનંઘહા,**

**અંઘ્હેઉશ્ મરષ્ઠારો અહ્યા યએચા મઝ્દા જીગેરેજત્ કામે,**

**થ્વહ્યા માંથ્રાનો દૂતેમ્ યે-ઇશ્ પાત્ દરેસાત્ અષહ્યા.**

**તણાઈ તુટ્યા.** ગરેહમીયાંને ત્યાં પડી છે સત્તા. તે ને કરપન મળીને અકોમનને ત્યાં વસ્તી જુઠણી તરફ દેખતી આંખે આંધળા ઠીક બન્યા. છતી કોમે* હાથે કરી ભુલાવામાં પડી નકામા તણાઇ તુટયા. નકામાજ મારા પક્ષકારોના ખુની જલ્લાદ બન્યા. ખુના મરકીનો કહેર વરતાવવાને નકામાજ રાંક લોક પર જુઠાં બોહતાન ચઢાવ્યાં. ચૂક્યા નહીં તેમાં ખુદા સાહેબના પયગમ્બરને વટીક સંડોવતાં. કેમકે પયગમ્બરે તેમને આતશ જોગી ધર્મ રોશનીનાં દર્શન દેખાડવાથી દૂર ને દૂર રાખ્યા.

પદ: દૂર છે દૂર શેતાનના સઉ દોજખી સાથ.

---

*યાદ.

૧૪ અહ્યા ગેરેહ્યો આ-હોઇથોઈ ની કાવયસ્ંચીત્
પ્રતૂશ્ ની દદત્.

વરેચાઓ હીચા ફ્રૈઇદિવા હ્યત્ વીસેન્તા
દ્રેગવન્તેમ્ અવો,

હ્યત્યા ગાઉશ્ જઇદયાઇ પ્રઓઈ યે દૂરઓષેમ્
સઓચયત્ અવો.

**જકડો જંજીરે.** જંજીરે જકડો ગરેહમ ગરમીયાંને. ઉંધો પાડો તદબીરથી કવી ફીક એઉ છે જાલેમ જબર જોર. દગા ફટકાનાં છે ઉસ્તાદ. કદી આવ્યા તેઓ આ આર્યન ગાદીએ તો સત્યાનાશ કરશે એ જુદદીન નાસ્તીક બુતપરસ્તો. નાબુદ કરશે માજ્દયસ્નાનોનાં ટોળે ટોળાં. અજલની આફત એકદમ ઓચિંતી આવી પડતાં વેળાસર મદદ મેળવવામાંથી પાછાં પડવાનાં માજ્દયસ્નાન ટોળાં.

પદ: ઉંધો પડો અહેરેમનની નેહશ્યત.

૨.૫ અનાઈશ્ આ વી-નેનાસા યા કરપોતાઓસ્ચા
કેવીતાઓસ્ચા,
અવાઇશ્ અઇબી યેંગ્ દઇન્તી નોઈત્ જ્યાતેઉશ્
ક્ષયન્નેંગ્ વસો,
તોઇ આબ્યા બઇર્યાઓન્તે વંઘ્હેઉશ્ આ-
દેમાને મનંઘ્હો.

**આવી બની.** આવી બની છે મને કરપ ને કવી સે. સુનતા-બેહરા અને દેખતા-આંધળાઓને મારે તો આપવી છે શિકસ્ત. બહમનના શુભ સાધન સંયોગે. સામીલ થાય એ જંગમાં મારા મળ તાવીશેકા. ભલે મારી સાથે મળો જેઓ ઇચ્છતા હોય કે એ દુરવંદો પોતાના ફાંટા માફકની સાહેબી ન ચલાવે તેઓ. મરણ્યા બનીને મારી સાથે સામેલગીરી કરનારાઓના નિવાસ* થશે બહમનનાં બહેશ્ત થાનક† અપાર સુખમાં. કદી ન મરે એવી અનંત રીતે જળવાશે તેમની યાદગીરી.

પદ: લડાઇ લડું મારૂં નાપાકોને જુધ્ધ‡ કરી.

*રહેઠાણ. †જગ્યા. ‡લડાઈ.

૧૬ હમેમ્ તત્ વહિશ્તાચ્ચીત્ યે ઉષુરૂયે સ્યસ્ચીત્ દહ્મહ્યા.

ક્ષયાંસ્ મઝ્દા અહુરા યેહ્યા-મા અઇથિશ્ચીત્ દ્વએથા,

હ્યત્ અએનંઘહે દ્રેગ્વતો એએઆનૂ ઇષ્યેંગ્ અંઘ્યા.

**શ્રાપ બાણ.** અહુરમજ્દની ઉત્તમ નીતિ બોધના ધર્મ સબક મેં તમને શિખાડયા. ઉંચે ઠાપેલા આતશના પવિત્ર રોશનીના ભડકાની ઝમકથી. મીનોઇ રોશનીની જ્યોતી જવાલાથી ઉત્પન્ન કરેલી ઉત્કર્ષ* આકર્ષક† અક્કલે ક્ષ્ટિત‡ મનમાં ઉપજેલાં સંકટ પણ મેં એના સાથે સાથે વર્ણવ્યાં. છોડયાં તીણાં તીક્ષ્ણ બાણ જુદદીન પાપી પર. કીનાખોરીથી દુખ દેવાના તેમના કદીમથી ચાલતા આવેલા રીવાજના અવેજમાં.

પદઃ દુરવંદ તું મારેલો થા.

*અતિશય. †ખેંચાણકારક. ‡દુઃખી.

અહ્યા યાસા નેમંઘ્હા ઉસ્તાનજસ્તો રફ્રેદ્રહ્યા,
મન્યેઉશ્ મજ઼્દાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા
અષા વીસ્પેંગ્ શ્યઓથના,
વંઘ્હેઉશ્ ખ્રતૂમ્ મનંઘ્હો યા ક્ષ્નેવીષા ગેઉશ્ચા
ઉર્વાનેમ્.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

યથા અહૂ વઇર્યો ૪, અષેમ્ વોહૂ ૩. ખ્શ્એતુ-
મઇથ્યેમ્ હાઈતીમ્ યજ઼મઇદે. યેંઘ્હે
હાતાંમ્ આઅત્ યેસ્ને પઈતી વંઘ્હો
મજ઼્દાઓ અહુરો વએથા અષાત્ હચા
યાઓંઘ્હાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજ઼મઇદે.

( હા ૩૩ )

૧ યથાઇશ્ ઇથા વરેવઇતે યા દાતા અંઘહેઉશ્ પઓઉરૂયેહ્યા,

રતૂશ્ બ્યઓથના રજિશ્તા દ્રેગ્વતએચા હ્યત્ચા અષાઉને,

યેખ્યાચા હેમેમ્યાસઇતે મિથહ્યા યાચા હોઈ આરેજ્વા.

સુલક્ષણ* પ્રક્રગ્. દુનિયા બનામણીના પ્રાથમિક વખતમાં ભલાઇ થયલી તેવી ભલાઇ મેં મારા શાગેર્દો સાથે કીધી. એવોજ ભલાઇ ભરેલો પાદશાહ પણ તેમને માથે વાસે હોવો જોઇએ. પવિત્ર પાવમહેલનાં કામો અને દીન આઇનના ઇનસાફ મોબેદ દસ્તુરોને હસ્તક રાખે. દુર્ગુણીઓને તેમનાં દુરાચરણોનાં† સાસન આપે. લાંબે હાથે દગલબાજોને પુગી વળે. સદગુણીઓની નેકનામી પિછાને.

પદ: આદ નાદની કુલીન‡ ધ્વની.

---

*સદગુણી. †ખરાબ ટેવ. ‡કુળવાન.

૨ અત્ યે અકેમ્ દ્રેગ્વાઇતે વચંઘહા વા અત્ વા
મનંઘહા,
જ્સ્તોઈબ્યા વા વરેષઈતી વા ચોઈથઇતે
અસ્તીમ્,
તોઈ વારાઈ રાદેન્તી અહુરહ્યા જ્ઓષે
મજ્દાઓ.

**ખુદાની ખરી ખુશી.** બન્ને બાજુનાં બળે કરી માજ્દયસ્નાન દીનદારો નાખે જક્રામાં જુદદીન પક્ષને. વિચારે વમાસી, વચને વદી,* વર્તણુકે વરતી. દીનના ઇમાનીઓને ધર્મના રૂડા પાઠ ભણાવે. ખુદાની ખરી ખુશી એ છે.

પદ: ભજ ભાવે ભગવાન પ્રાણ્યા.

---

*બોલી.

૩ યે અષાઉને વહિશ્તો ખ્રએતૂ વા અત્ વા
વેરેજે઼ન્યો,

અઇર્યમ્ના વા અહુરા વીદાંસ્ વા શ્વક્ષંધહા
ગવોઇ,

અત્ હૂવો અષહ્યા અંધહત્ વંધ્હેઉશ્ચા વાસ્ત્રે
મનંધ્હો.

**સંભાળે દીનદારાન.** દીનદાર વર્ગનો ઘણો સંભાળક ખુદાને મન છે પ્યારો. હોય તે સગો કે સાહેબી ભોગવતો સાહેબ. અગર હોય તેની પંક્તિ ઘોડશાળાના નોકર જેવી. હોય તે લડાયક જોધ્ધો કે હોય સુલેહનાં નામાંઓ મુકરર કરનાર ધોરિંધર* એલચી. જોઇએ છે અક્કલ સંશોધનની† ચંચળતાવાળો. આત્માઓની શ્રેષ્ઠ સંપૂર્ણતા માટે જીવ નાખીને કાળજીથી કામ કરનાર. આતશ ક્ષેત્રના‡ પાદશાહી અમલ માટે એવો ગુણયુક્ત ખુભાવંત લેખાશે.

પદ: ધર્મ ધોરિંધરને ધરો ધણી.

---

*આગેવાન. †શોધી શોધીને દોષ કાઢી નાખવા. ‡પવિત્ર સ્થળ.

૪ યે થ્વત્ મજ઼્દા અસુરતીમ્ અકેમ્ચા મનો
 યજ઼ાઈ અપા,
ખ્એતેઉશ્ચા તરેમઇતીમ્ વેરેજ઼ેનખ્યાચા
 નજ઼્દિશ્તાંમ્ દ્રુજેમ્,
અઇર્યમનસ્ચા નદેન્તો ગેઉશ્ચા વાસ્ત્રાત્
 અચિશ્તેમ્ મન્તૂમ્.

**સરકશ મલાઉન.** ખુદા સાહેબને મન નાતાબેદાર સરકશ જન બિલકુલ વિરોધિ છે. સહી* સમજજો એ વાતને. અણગમો તેનો સખત મગરૂર વિષેથી. પછી મદમાં† છકેલા હોય મારા સગા કે દરવંદ કે ખેતીનો લોંડો‡ કે મળતિયો પાદશાહ. ઓછાં માપના હલકટ ગુણો પ્રવેશ થયા છે તેમનામાં.

પદ : આત્મા શીદને આડા જાય અકુલાય.

---

*નક્કી. †અભિમાન ‡ખંધો.

૫ યસ્તે વીસ્પે-મજિશ્તેમ્ સેરઓષેમ્ જ્બયા
અવંઘહાને,
અપાનો દરેગો-જ્યાઈતીમ્ આ-ક્ષથ્રેમ
વંઘહેઉશ્ મનંઘહો,
અષાત્ આ એરેજૂશ્ પથો યએષૂ મજ્દાઓ
અહુરો ષએતી.

**તાબેદારીની મહત્તા.*** મહા પ્રબળ જોર પામ્યો તે જેણે સરોષ ફરેસ્તાની રીતે ચાલુ તાબેદારી ઉઠાવી તુરત. બહમનના રૂડા અમલમાં તેની યાદદાસ્ત હરદમ તાજી. પુગી વળ્યો તે અર્દીબહેશ્તના નેકીના રસ્તા. ગગન મંડળના મહા માર્ગો કાપતો તે જઇ પુગ્યો અહુરમજ્દના મધુર સ્વરાલંકૃત† સરોદસ્તાન સ્વર્ગે.

પદ: તાબેદારીનો મહા પ્રયોગ.

•

---

*મોટાઇ. †શબ્દ શોભાવેલું.

૬ યે જ઼્‌ઓતા અષા એરેજ઼ૂશ્ હ્‌વો મન્યેઉશ્ આ વહિશ્તાત્ કુયા,

અહ્માત્ અવા મનંઘહા યા વેરેજ઼્‌યેઇદ્યાઇ મન્તા વાસ્ત્ર્યા,

તા-તોઈ હજ઼્‌યાઇ અહુરા મજ઼્‌દા દર્‌શ્તોઈશ્ચા હેમ્-પર્‌શ્તોઈશ્ચા.

**ખુદા કેમ મળ્યા.** સત્યતાએ તથા હક ઇનસાફે કામ લેનાર શખસ ખુદાની પસંદગીનો તલબગાર હોઇ શકે. એવી શુભ કરણીથી મારી પણ પાર ઉતરણી થઇ. તેથી મેં ખુદાને દીદ બ દીદ નજરાનજર દીઠા. નેક ખસલતના પ્રયોગોજ તેમની પાસે પુછગાછ* કરવાને હું જઇ શક્યો.

પદ: મીનત કરણી પાર ઉતરણી.

*પુછપરછ.

૭ આ-મા આઈદૂમ્ વહિશ્તા આ-ખ્શથ્યાચા
મઝ્દા દરેષત્યા,
અષા વોહૂ મનંઘહા યા સુચે પરે મગાઉનો,
આવિશ્-નાઓ અન્તરે હેન્તૂ નેમખ્શતીશ
ચિથ્રાઓ રાતયો.

ઉતરી ચમક. મારામાં ખુદાની પવિત્ર ચમક એમ ઉતરી. મારૂં નૂર અને ખોરેહ વધી મરતબો ચઢયો. મજહબની મેહફીલમાં* આકેલ અને ફાઝેલ† દાનાવો આગળ મારાં વચનની મોતેબરી થઇ. નવા માજ્દયસ્નાન જોતીઓ એ સબક લક્ષમાં ચોંટાડો. ઉતરે તમારા પર અર્દીબહેશ્તની રોશન જ્યોતીનાં યોગ કિરણ. બહમનની ચોકખાં મનની નિર્મળતા. એ કલામો પ્રમાણે ચાલનાર તાબેદારી કરનારો એકરારીનું એકીન ખુદાને બાર બેશક કબુલ છે.

પદ: ચમક ઉતારોજી મારાં પ્યારાં.

*મિજલસ. †વિદ્વાન.

૮ ક્રે-મોઇ ક્ર્વોઇજ્દૂમ્ અરેથા તા યા વોહૂ
ખ્યવાઇ મનંઘહા,

યસ્નેમ્ મઝ્દા ક્ષ્માવતો અત્ વા અષા
સ્તઓમ્યા વચાઓ,

દાતા વે અમેરેતાઓસ્ચા ઉતયૂઇતી હઉર્વતાસ્
દ્રઓનો.

**સભા જીત યોગ.** ખુદાની બક્ષીશે ધર્મના ભરમના ખુલાસા મને તુરત સમજ પડયા. તેથી સૌ ધર્મ સંશોધન કરનારાઓમાં મારો ધર્મ ખરો ઠરાવવામાં હું વિજયી* નિવડયો. શુભ મનની મદદે. અષના તેજશ્વી માંથ્રવણુ કલામોને પ્રતાપે. તેઓની મેં કરેલી આરાધનાનાં એ પુણ્ય મને આડાં આવ્યાં મારી મુશ્કેલીમાં. ખુદાની કિમતી બક્ષેશોમાં નિમ્યાં જે એ ઇનામ તે પણ. સુખ શાંતતા ને અમરતા.

પદ: ખરો એકલો છે મઝ્દા પંથ.

---

*ફતેહમંદ.

૯ અત્ તોઈ મઝ્દા તેમ્ મઈન્યૂમ્ અપઓક્ષ-
યન્તાઓ સરેઘયાઓ,

ખ્શથ્રા મએથા મયા વહિશ્તા બરેતૂ મનંઘહા,

અયાઓ અરેઈ હાકુરેનેમ્ યયાઓ હચિન્તે
ઉર્વાનો.

**ઘણું બળ.** મારો એકેક જોડીદાર બે અગ્રેસરનું બેવડું બળ પામ્યો. ખુદાના આશિષથી. પોતા જોરથી અગ્રેસર દીનદારીના પંથનું ઘણું જોશ જોશાડે. સરજમીનો ઉપર નેકીનો કાબુ કરી તેમને ઝળકતી કરી ધર્મ માર્ગ અને સંસારી માર્ગ સુધારે વધારે. શરીર શરીરમાં મારા જોડીદાર જુદા દેખાતાં છતાં મન મનમાં એકત્ર. જોરની હમપએવંદીમાં એવા એકાગ્રચિત્ત એકંદર કે જોર ચક્રાતી માઝ્દયસ્નના ધર્મનો ફેલાવો કરવા સાથે સાથે જાય.

પદ: અતુલ* જોર આવે જોડ વળગણથી.

---

*અમાપ.

૧૦ વીસ્પાઓ-સ્તોઈ હુજીતયો યાઓ-જી
આઓંઘહરે યાઓસ્ચા હેન્તી,
યાઓસ્ચા મજ્દા બવઈન્તી થવહ્મી હીશ્
જ્ઓષે આબક્ષોહ્વા,
વોહૂ ઉક્ષ્યા મનંઘહા ક્ષથ્રા અષાચા ઉશ્તા તનૂમ્.

વધારણા વધાર. ચઢતી જતી ખુદાઇ જીંદગીનાં ફ્રવષિ સાધન થયાં, થાય અને થશે તે આપણામાં ખુદાઇ બક્ષેશથી પ્રવેશક થઇ જશે. શિષ્ટાચારની* વધારણા વધારવામાં તે પ્રસંગોપાત કામ આવશે. શરીરે બહમન અને અર્દીબહેશ્તને પ્રતાપે પુર જોર ભરેલાં કરશે.

પદ: સુધારણ વધારણ કારણ ધારણ.

*સભ્ય ચાલ ચલગત.

**૧૧ યે સેવીશ્તો અહુરો મઝ્દાઓસ્ચા આર્મ-
ઇતીશ્ચા,
અષેમ્ચા ફ્રાદત્-ગએથેમ્ મનસ્ચા વોહૂ
ક્ષથ્રેમ્ચા,
સ્રઓતા-મોઇ મેરેઝ્દાતા-મોઈ આદાઇ
કહ્યાઇચીત્ પઇતી.**

(ઉપલો ફકરો ત્રણ વખત ભણવો.)

**મારો છે એ પુકાર.** મારાં નિમંત્રણનો* એ પુકાર સાંભળો. સૌ સુનો તો સહી. તું અહુરમજ્દ. તું પવિત્ર મમતાળુ આર્મઇતી. માજ્દયસ્ની સંસ્થા વૃધક તું અર્દીબહેશ્ત. ચોકખી મનોવૃત્તિના† સ્વચ્છ પાક તું બહમન. અનજુમનની બંદોબસ્તીવાળા તું અય શહેરેવર. સ અવસર સમયે તમને તેડવા માટે હું હોમું છું તમારી નૈયતે ઉત્તમ દ્રવ્ય આરાધના ભણતર ગણતર. ધરાવું છું તમારે માટે તોફો જોહરો.

પદ : હોમાવું આરાધનામાં તોફા દ્રવ્યો.

---

*આમંત્રણ. †ઈચ્છા.

૧૨ ઉસ્-મોઈ ઉઝ્‌ઝારેષ્વા અહુરા આર્મઇતી
તેવીષીમ્ દસ્વા,

સ્પેનિશ્તા મઇન્યૂ મઝ્‌દા વંઘ્હુયા જ્વો આદા,

અષા હઝો એમવત્ વોહૂ મનંઘ્હા ફ્રેસેરતૂમ્.

**ઉઠી ઉભો તું થા.** આજીજી ભરેલી મિન્નતથી હુંકારું* છું. અહુરમજ્દને. પણ વિલંબે તું ઉત્પન્ન થા. ઉઠી અહીં ધા. ત્વરિત† પ્રગટ. આર્મઇતીનાં મારાં ભક્તિભાવી ચાંચલીક‡ બળને અવેજે. મારા ભણેલા જીવતી બળતી જોત જેવા જાગતા આકળા માંથ્ર કલામની બરક્કતે. અગ્નીયાત જોર ધરાવનારા છે એ કલામો. પ્રતાપ પામ્યા છે તેઓ અર્દીબહેશ્તના અગ્નિ જોશનો. ગાયા છે એ કલામો મેં છંદ બંધ તને ધરાવવાને બહમનની બક્ષેશથી.

પદ: ઉત્પન્ન થા, ઉઠી ધા, પ્રગટ પા.

---

*ખોંખારીને બોલવું. †જલદી. ‡ચંચળ.

**૧૩ રફેધ્રાઈ વોઉરૂચષાને દોઇષી મોઈ યા—વે અબિક્રા,**

**તા ક્ષથ્રહ્યા અહુરા યા વંઘ્હેઉશ્ અષિશ્ મનંઘ્હો,**

**ફ્રા સ્પેન્તા આર્મઇતે અષા દએનાઓ ફ્રદક્ષયા.**

**કૃપા કરોજી.** તારે શરણે આવેલા પર તું કૃપા કર. મારી વિનંતી મને ફલિત કર. તારી કુદરતના અચૂક નિયમ સુઝાડ મારામાં. મનમાનતું બારીક મનન કરી હું તેમને અવલોકું* બતાવ ગુપ્ત ધર્મ અમલની ચાવી. કામે લાગે મને તે દીનનો અમલ કાયમ કરવામાં તેથી બહમનની નેક વમાસણના કલ્યાણ-કારક વિચારો મારામાં સમાવી દેવાનું સાધન થઇ પડે. સખા દીલની પ્રેમ ભાવી શ્રદ્ધાળુ† આર્મઇતી સાહેબા બાનું એ બાનુંઆન. દીનની પાક આકૃતિના નિયમો મારામાં ઘડો.

પદ : શરણાગતને સાહે થઇએજી.

*તપાસું. †ભક્તિમાન.

**૧૪ અત્ રાતાંમ્ જ઼રથુશ્ત્રો તન્વસ્ચીત્ ખ઼ફ્યાઓ ઉશ્તનેમ્.**

**દદાઇતી પઉર્વતાતેમ્ મનંઘહસ્ચા વંઘહેઉશ્ મઝ્દાઇ,**

**શ્યઓથનહ્યા અષાઇ યાચા ઉખ્ધખ્યાચા સેરઓષેમ્ ક્ષથ્રેમ્ચા.**

**જીવતું જોર.** જવાનીનું જીવતું જોર જરથુશ્ત્રે તમારા ઉપર વધાવી દીધું અય સાહેબાને મન. ભણી ગણી સંપૂર્ણ શરણાગત કરે છે તે પોતાને અત્રે અર્દીબહેશ્ત ધણી. રજુ.* પોતાના સુકૃત વર્તનને જાનો જીગરી સદકે કરે છે શહેરેવરના દીન અમલાત પર.

પદ: વધાવ્યું જીવતું જોર જવાનીનું.

*સનમુખ.

અહ્યા યાસા નેમંઘહા ઉસ્તાનજસ્તો રચ્ક્રેઘ્રહ્યા, મન્યેઉશ્ મજ્દાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા અષા વીસ્પેંગ્ ખ્યઓથના,

વંઘેહેઉશ્ ખ્રતૂમ્ મનંઘહો યા ક્ષ્નેવીષા ગેઉશ્ચા ઉર્વાનેમ્.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

યથા અહૂ વઇર્યો ૪, અષેમ્ વોહૂ ૩. યથા–આઇશ્ ઇથાંમ્ હાઇતીમ્ યજમઇદે. યેંઘહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘહો મજ્દાઓ અહુરો વએથા અષાત્ હચા યાઓંઘહાંસ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

( હા ૩૪ )

૧ યા શ્યઓથના યા વચંઘ્હા યા યસ્ના અમેરેત-
તાતેમ્.
અષેમ્ચા તએઇબ્યો દાઓંઘ્હા મઝ્દા ક્ષથ્રેમ્ચા
હઉર્વતાતો,
અએષાંમ્ તોઈ અહુરા એહ્મા પોઉરૂતેમાઇશ્
દસ્તે.

**હવે કેમ કરીએ.** હવે કેમ કરીએ. શી વિધિએ* યજ્ઞ વિધિ ધરીએ. આવા મામલામાં કેમ થશે તું સાહેબ અમારા પર પ્રસન્ન. નવાજશે કેમ રહેમદીલી મુજ પક્ષી શાગેર્દો પર આતશ શક્તિથી. હવે કેમ અમને તનદરૂસ્તી અને સુખની પાદશાહતમાં પહોંચાડીએ. અમારી પાસે જે હતાં તે બધાં બંદગીનાં સાધનો અમારી હોંસ પાર પાડવા કર્યાં નેસાર તમારા પર.

પદ: હવે કેમ કરીએ યજ્ઞ વિધિ શું ધરીએ.

---

*રીતિ.

૨ અત્ચા ઇ-તોઇ મનંઘહા મઇન્યુશ્ચા વંઘહૂશ વીસ્પા દાતા,

સ્પેન્તખ્યાચા નરેશ્ શ્યઓથના યેહ્યા ઉર્વા અષા હચઇતે,

પઇરિગએથે ક્ષ્માવતો વહ્મે મઝ્દા ગરોબીશ્ સ્તૂતાંમ.

**દ્રવ્ય હોમણ.** હોમીએ ખાલેસ દ્રવ્યો સ મનશ્નીથી. અર્દીબહેશ્તમાં જીવ ગાંઠીને. દાતારી દુલાં દીલે દાન દે તેમ દઇએ મોકળાં મનથી. ખુશીથી દીલના પુરા ઉભરાથી. સાથે સાથે માઝ્દયસ્નાન અનજુમને મધુર સરોદે ગાયલી સામટી બંદગાના સુરીલા રાગ ટણકાર પણ આપતા જઇએ.

પદ: સોડમ પમરતાં હોમીએ દ્રવ્યો.

૩ અત્ તોઇ સ્યજ઼્દેમ્ અહુરા નેમંઘ્હા અષાઇચા
દામા,

ગએથાઓ વીસ્પાઓ આ ક્ષથ્રોઈ યાઓ વોહૂ
થ્રઓશ્તા મનંઘ્હા,

આરોઇ-જી હુદાઓંઘ્હો વીસ્પાઇશ્ મઝ઼્દા
ક્ષ્માવસૂ સવો.

**યઙ્ગીક ક્રિયા.** યજ્ઞનાં આતશ પાત્રમાં આપીએ યાઙ્ગીક હોમણ. નમસ્કારે સ્તુતિએ ખુશ હલકની બંદગી ગાઇને. બહમનથી રક્ષાયલાં સકરમી માઝ્દયસ્નાન સંસ્થાનોની બહેતરી સારૂ. રૂડે માર્ગે ચાલનારાઓને સારા ભવના બધા લાભ હાંસલ થવા સારૂ.

પદ: મધુર નેમ વેરંતો ગાતો વિવેકાળ.

૪ અત તોઈ આત્રેમ્ અહુરા અઓજો'ઘહ્વન્તેમ્ અષા ઉસેમહી,

અસીશ્તેમ્ એમવન્તેમ્ સ્તોઈ રપન્તે ચિથ્રા-અવ'ઘહેમ્,

અત્ મઝ્દા દઇબિષ્યન્તે જસ્તાઈશ્તાઇશ્ દેરેશ્તા અએન'ઘહેમ્.

**પરાક્રમી અગ્નિ.** બડા બળવંતો અહુરમજ્દનો બેટો આતશ. અપાર જોરાવર. આરાધીએ અમો તેને. ઝડપ્ મહા શક્તિઓમાં વટીક તે છે ઘણો તેજ ઝડપ્. એમીસાલ દોડનારો. ઇરાન સરજમીનમાં અનંત પ્રદીપ્ત* શક્તિવંત. બલિદાન ગ્રહનાર મહા સંહારક. ચુસ્ત માજ્દયસ્નાનોનો નુર પ્રકાશક હિમાયતી. સામે આવેલા શત્રુને અગ્ન્યસ્ત્રના† ઘાથી કહણ ઘવાડનાર અજીત જોધ.‡ રોશનીએં જ્ઞાન; જ્ઞાને ધર્મ; ધર્મે ખુદા.

પદ: અગ્નિ મૂળ જીવનું શત્રુ નાશનું.

* ઝળઝળાટ. † અગ્નિ ફેંકવાનાં હથિઆરો. ‡ લડવૈયો.

૫ કત્ વે ક્ષથ્રેમ્ કા ઇશ્તિશ્ ષ્યઓથનાઈ મઝ્દા યથા વા હહ્મી,

અષા વોહૂ મનંઘહા થ્રાયોઈઘાઇ દ્રિગૂમ્ યૂષ્યાકેમ્,

પરે-વાઓ વીસ્પાઇશ્ પરે વઓખેમા દએવાઈશ્ચા ખ્રફ્સ્ત્રાઇશ્ મષ્યાઇશ્ચા.

**મિસકિન પોષણ.** ખુદાની પવિત્ર પાદશાહતમાં રેડાયલો અખૂટ ખજાનો મોજુદ પડયો છે. તે મેળવવાની પુરી લાયકાત આવે આતશને મહા પ્રતાપે જ્ઞાની ગુણીજનમાં.* સુનાંએ પરોપકારીથી લાયક મિસકિન મોહતાજને પોષે સંતોખે+ તો. દેવ દરૂજોની ખૂન એખ ઉખાડી નાખવા સાફથી ભલા છે એ બેઉ પ્રકાર. કીડા કચકચતાં શરીરવાળા સડેલા પાપીઓને તારાજ કરવા થકીથી. એ ખુદાઇ ફરમાનો બ સરો ચશ્મ જગતને આશકાર થવાં જોઇએ.

પદ: ઇરાન જમીનમાં ખુદા પાદશાહ.

* ગુણવાળો. + સંતોષ આપે.

૬ યેજી અથા સ્તા હઇથીમ્ મજ્દા અષા વોહૂ મનંઘહા,

અત્ તત મોઈ દક્તેમ્ દાતા અહ્યા અંઘ્હેઉશ્ વીસ્પા મએથા,

યથાં વાઓ યજેમ્નસ્ચા ઉર્વાઇધ્યાઓ સ્તવસ્ અયેની પઇતી.

* * * * * * *

૭ કુથ્રા તોઇ અરેદ્રા મઝ્દા યોઈ વંઘ્હેઉશ્
વએદેના મનંઘ્હો,

સેંગહૂશ્ રએખેનાઓ અસ્પેન્‌ચીત્ સાદ્રાચીત્
ચખ્રયો ઉષેઉરૂ,

નએચીમ્ તેમ્ અન્યેમ્ યૂષ્મત્ વએદા અષા
અથા–નાઓ થ્રાઝ્દૂમ.

**અજાણ પાપ.** હોય ઘણી પણ દસ્તગીરી ખુદાની. હોય બહમનની નિખાલસ ચમત્કૃતિ* ઘણી પણ. છતે અગર નુકસાનકારક રાજદ્વારી નિયમો અમલમાં મુકવાની ફરજમાં પાદશાહ ફસાય. પ્રપંચથી ફાયદો પામે. અક્કલની તેજસ્વી બળતી મશાલ જેવી દીનની રોશની હોય તોપણ. તો તેનો વિચાર એમ લેવો. જો ઉમેદ તેની દીન દુશ્મનનાં સાધનોથી માઝ્દયસ્નાન દીનની ક્રાંતિ ફેલાવવાની હોય તો અર્દીબહેશ્તનું તેજ જરૂર એનાં પાપ સંકટનું તારણ કરી મુક્તિ મોક્ષથી સ્વર્ગ સુખ આપશે.

પદ: શત્રુ સાધને શત્રુ વિનાશવા.

*આશ્ચર્ય.

૮ તાઇશ્ જી–નાઓ બ્યઓથનાઇશ્ ક્યેન્તે યએષૂ
અસ્ પઇરી પોઉરૂક્યો ઇથ્યેજ઼ો,

ઇત્ અસ્ અઓજ્યાઓ નાઇદ્યાઓંઘેહેમ્
થ્વહ્યા મજ઼્દા આંસ્તા ઉર્વાતહ્યા,

યોઈ નોઇત્ અષેમ્ મઈન્યન્તા અએઇક્યો દૂઇરે
વોહૂ અસ્ મનો.

**ડાંડગા* ગળેપડુ.** ઓદીન† અધમોએ કાંઇક લોકને પાયમાલ કર્યા. છતાં ડાંડગાઇ અને ગળેપડુની રીતે તેઓ એ વિષેથી અમને ડરાવવા પડયા છે. માજ઼દયસ્નાનો ઉપર ગીરદેશ ગુજારી જેરદસ્ત‡ નબળા ઉપર જુલમ જાસ્તીથી સતાવનારા એ નાચીજ માનવીઓ અજ્ઞાનતામાં ગરી ગયલા છે. નથી વિચાર એમનામાં અપની આતશ સત્યતા વધારવા જરા પણ. નથી ઉભું રહેતું તેમની અડાસે લગાર પણ બહ્મનનું સંગીન સુધરેલું સાફ ભલું મન.

પદ: અક્કલમંદ ભલું મન બહ્મન.

---

*લુચ્ચો. †નાસ્તીક. ‡કમજોર.

૯ યોઈ સ્પેન્તાંમ્ આર્મઈતીમ્ થવહ્યા મઝ્દા એરેખ્ધાંમ્ વીદુષો,

દુશ્-ષ્યઓથના અવઝ્જત્ વંઘ્હેઉશ્ એવિસ્તી મનંઘ્હો,

અએઈબ્યો મશ્ અષા સ્ચજ્દત્ યવત્ અહ્માત્ અઉરૂના ખ્રફ્સ્ત્રા.

**અજાણ્યો સપડાયો.** અજાણ્યાએ જાણીબુજી આર્મઇતીનાં પાકીજા શ્રદ્ધાળુ* અંતકરણને કારણે મુકી ત્યાગ્યું. તો જાહેલ મમતની ગુંજમાં તે ગુંચાઇ ગયો. બહમનથી અલગ થયો. અજ્ઞાનતાને ઉથલે અધોગતનું† રૈરવાયું‡ ઉધાપાણું પાગ્યો. ઉંધાં આડાં અવળાં જનો યજ્ઞ કરે તે ભંગ થઇ ભ્રષ્ટતા§ પામી અફળ જાય. અગર ફળ પામે તો પાપી ઝેરી જીવાંગારી લાલ જાનવરો અદ્દીબહેશ્તના જ્ઞાન માર્ગમાં નુકસાન પોંહચવા આવે તેવું ફોકટ ખોટું.

પદ: રૈરવ નરકમાં ગરી ગયા શેઠયા.

*ભક્તિમાન. †પડતી. ‡નરક સ્થાન. §પાપી.

૧૦ અહ્યા વંઘ્હેઉશ્ મનંઘ્હો બ્યઓથના વઓચત્
ગરેબાંમ્ હુખ્રતુશ્,
સ્પેન્તાંમ્ચા આર્મઇતીમ્ દાંમીમ્ વીદ્વાઓ
હિથાંમ્ અષહ્યા,
તાચા વીસ્પા અહુરા ક્ષ્વહ્મી મઝ્દા ક્ષથ્રોઇ
આ વોયથ્રા.

**સત્તાધિપતિ છુપી શક્તિ.** કૃપાળુ સમજ શક્તિએ ચોકસ મનનો જ્ઞાન મેળો ભેળો હોયે તો એમ કરી જાણવું જે તે શખસ બહમનની બુલંદીએ પુગવા સારૂ મઠયો રહ્યો. યત્ન કરીને સફળ પરિણામ આણી શકયો. તે ઘણીજ આતશના આલયો* સ્થાપવા સારૂ ભેદ ભરમોની માર્મિક† નેમ જ્ઞાન ચક્ષુએ‡ જાણી શકયો. બક્ષીશક ખાલેસ અંતકરણની મવક્કલ બાનું આર્મઇતીને પિછાની શકયો. સેવટે સૌ જનને ખબર પડવાનીજ કે અહુરમજ્દી અમલાતના આતશી સંપ્રદાયમાં કેવી કેટલી સત્તાધિપતિ મહાન છુપી શક્તિ ઠરી રહી છે.

પદ: હોયો મન મેળો જ્ઞાન ભેળો.

---

*ઘર. †તીક્ષ્ણ. ‡આંખ.

૧૧ અત્ તોઇ ઉબે હઉર્વાઓસ્ચા ખ્રેથાઈ આ અમેરેતતાઓસ્ચા,

વંઘહેઉશ્ ક્ષથ્રા મનંઘ્હો અષા મત્ આર્મઈતીશ્ વક્ષત્.

ઉતયૂઈતી તેવીષી તાઈશ્ આ મઝ્દા વીદ્વએષાંમ્ થ્વોઇ અહી.

**આત્મિક ખોરાક.** પુગાડે છે અમને આત્મિક ખોરાકને હિસ્સો એ મહા ક્ષુપી શકિતઓ. અહુરમજ્દની જોડ શકિત ખોર્દાદ અને અમર્દાદનું સુખ ને મોટી ઉમ્મર. આર્મઇતીની પ્રેમાળ ચોકખાઇથી તેમાં પુષ્ટિ આવી ઘણો વધારો થાય છે. દીનના કાયદા પકેશ સિધ્ધ થયલો અમલ પુર જોરમાં ચલાવવા માટે ખોર્દાદ અને અમર્દાદની મોટી જરૂર છે. એ અમશારપંદોની ચાલુ ને ચાલુ કોશીશોથી જડવાદી જુદદીનોના ખાર વેરવાર થઇ જાય છે.

પદઃ જડવાદી જુદદીન વેરવાર થયા.

૧૨ કત્ તોઇ રાજ઼રે કત્ વષી કત્ વા સ્તૂતો કત્ વા યસ્નહ્યા,

સુઇધાઇ મઝ઼્દા ફ્રાવઓચા યા વીદાયાત્ અષીશ્ રાષ્નાંમ્,

સીષા-નાઓ અષા પથો વંઘ્હેઉશ્ ખ઼્એતેંગ મનંઘ્હો.

**સિલક બાકી ઘણી.** ઉપલાણ* હકીકત અલાવા† બીજા ઘણાએ છે ખુદાઇ કુદરતના બારીક ચીલ્લા સિલકમાં. મારે મન તો તે બધાંની તેહકીકાત કરવાની છે ચાલુ ને ચાલુજ ઇચ્છા. વધુ હોમન હવન‡ યજ્ઞ આરંભીને કરીને. વધુ પાવમહેલની ક્રિયા રચીને. હેતુ તેમાં મારો સમાયલો એ કે ખુદા સાહેબની આત્મિક સબળતાની જ્ઞાની તોફાઓ માઝ઼્દયસ્નાન સંપ્રદાયનાં ભલાં ખાતર સંપાદન કરવી. આતુરતા એટલી કે બને તેમ વહેલો વેકું. અર્દીબહેશ્ત અંકિત§ અને બહમન સંયુક્ત|| એ બધું મને આવી મળો સીધે રસ્તે.

પદ: ઇમાનનાં ઇનામ સુખદાયી તોફા.

---

*ઉપરનું. †શિવાય. ‡હોમ.
§ઓળખાયલું. ||સાથે જોડાયલું.

**૧૩ તેમ્ અદ્વાનેમ્ અહુરા યેમ્ મોઈ સ્રઓશ્ વંઘ્હેઉશ્ મનંઘ્હો,**

**દએનાઓ સઓષ્યન્તાંમ્ યા હૂ-કરેતા અષા-ચીત્ ઉર્વાક્ષત્,**

**હ્યત્ ચિવિશ્તા હુદાઓ મીઝ્દેમ્ મઝ્દા યેહ્યા તૂ દથ્રેમ્.**

**સકરમીનો ભાગ.** આગાહીની બશારતથી ખુદાએ મને શુભ રાહ દેખાડી. કલ્યાણ પામેલા માઝ્દયસ્નાન મહા પુરૂષોના ધર્મ દાખલ એ દીન ચિરકાળ* સુધી અક્ષય† રહેવાની. તેના પ્રભાવથી‡ આતશપંથો દીનદાર સત્યતાને ધોરી રસ્તે પડ્યો. તેને જણાઇ ગયું કે બન્ને ભવમાં સકરમીને ભાગ મળે છે. તેનો દાતાર મઝ્દા અનંત કાલની નાભ ગાભમાં અમર બિરાજીત છે.

પદ: અનંત કાળમાં જે અમર બિરાજે.

---

*લાંબો વખત. †નાશ પામે નહીં એવું. ‡પ્રતાપ.

૧૪ તત્ જી મજ્દા વઇરીમ્ અસ્તવઇતે ઉશ્તાનાઈ
દાતા,

વંઘ્હેઉશ્ ષ્યઓથના મનંઘ્હો યોઈ જી ગેઉશ્
વેરેઝેને અજ્યાઓ,

ક્ષમાકાંમ્ હુચિસ્તીમ્ અહુરા ખ્રતેઉશ્ અષા
ફ્રાદો વેરેઝેના.

ઇષ્ટિની* સિધ્ધિ.† ઇષ્ટિની સિધ્ધિ ખાતર સાહેબ આપે છે બહમન અમશાસ્પંદનું યશસ્વી‡ અક્કલની જીંદગીનું સાર્થક. ગો શાલાના ઠાણમાં વહીતરૂં કરનાર વેઠ્યા ગો-રખને. અક્કલ ચમકતો શ્રમ ઉઠાવનાર કુનેહબાજ દીનદારને. એથી આતશ પંથની આબાદી માટે રચાયલી યોજના મજબુતીમાં જ્યાદે બંધાય ગંઠાય.

પદ: ઇષ્ટિ રિધ્ધિ સિધ્ધિ§ નિધિ|| તિણી કરો.

---

*અભિલાષા. †ફતેહ. ‡કીર્તિમાન.
§રિધ્ધિ સિધ્ધિ=પૈસા ને સાહેબી. ||ભંડાર.

૧૫ મઝ્દા અત્ મોઈ વ્હિશ્તા સ્રવાઓસ્ચા
ષ્યઓથનાચા વઓચા,

તા–તૂ વોહૂ મનંઘહા અષાચા ઇષુદેમ્ સ્તૂતો,

ક્ષ્માકા ક્ષથ્રા અહુરા ફ્રેરષેમ્ વસ્ના હઇથ્યેમ્
દાઓ અહૂમ્.

(ઉપલો ફકરો ૪ વખત ભણવો.)

**ચઢતાપણાંની ટોંચ.** ઉત્તમોત્તમ કાનુનો હજી બીજા શિખાડો અહુરમઝ્દ ખુદા. સુ મન સ્વામી બહમનથી. કહો બીજનં ઉત્તમ ક્રિયા કામ. કહો બીજી ભણનારાંઓએ કરવી જોઇતી મોટા પ્રયોગની નવી બંદગી. તેઓથી દીનદારી અનજુમનના શહેરેવરી રાજ અમલને ભારી જોર પહોંચે. અહીંની આ તી દુનિયામાં ખુદાની મરજી માફકનો પુણ્યવંત સુધારો વધારો થતે થતે ચઢતાપણાંનાં શિખરની ટોંચે પુગા જાય.

પદ : સુધારી વધારી જગ સારી ટોંચે પુગાડી.

અહ્યા યાસા નેમંઘહા ઉસ્તાનજસ્તો રક્રેધ્રહ્યા,
મન્યેઉશ્ મજ઼્દાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા
અષા વીસ્પેંગ્ બ્યઓથના,
વંઘેહેઉશ્ ખ્રતૂમ્ મનંઘહો યા ક્ષ્નેવીષા ગેઉશ્ચા
ઉર્વાનેમ્.

(ઉપલો ફકરો એ વખત ભણવો.)

યથા અહૂ વઇર્યો ૪, અષેમ વોહૂ ૩. યા-
બ્યઓથનાંમ્ હાઈતીમ્ યજ઼મઇદે. અહુન-
વઈતીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્
યજ઼મઇદે. અહુનવઈત્યાઓ ગાથયાઓ
હન્દાતા યજ઼મઈદે. યેંઘહે હાતાંમ્ આઅત્
યેસ્ને પઈતી વંઘહો મજ઼્દાઓ અહુરો
વએથા અષાત્ હચા યાઓંઘહાંમ્ચા તાંસ્ચા
તાઓસ્ચા યજ઼મઇદે.

(બાજમાં પઢે) અહુરમજ઼્દ ખોદાએ, અવજૂનીએ મર્દુમ્, મર્દુમ્ સર્દગાંન્ હમા સર્દગાંન્ હમ્બાયસ્તે વેહાંન્, ઓએમ્ બેહેદીન્ માજ઼્દયસ્નાંન્ આગહી આસ્તવાની નેકી રસાનદ્; અએદૂન બાદ. (પ્રગટ પઢે) યથા અહૂ વઇર્યો ૨.

યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ, અહુરહે મજ઼્દાઓ રએવતો ખરેનંઘઉહતો અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, ગાથાબ્યો સ્પેન્તાબ્યો-રતુક્ષથ્રાબ્યો અષઓનિબ્યો, અહુનવઇત્યાઓ ગાથયાઓ, ઉશ્તવઈત્યાઓ ગાથયાઓ, સ્પેન્તા-મઈન્યેઉશ ગાથયાઓ, વોહુ-ક્ષથ્રયાઓ ગાથયાઓ, વહિશ્તોઈશ્તોઇશ ગાથયાઓ, અષાઉનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્, પઓઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ્, નબાનજ઼્દિશ્તનાંમ ફ્રવષિનાંમ. અષેમ વોહૂ ૧. અહ્માઇ રએશ્ચ; હજ઼ંઘરેમ; જસ મે અવંઘહે મજ઼્દ; કેરફેહ્ મોજ઼્દ.

# ઉશ્તવદ ગાથા

ક્ષ્નઓથ્ર અહુરહે મજ઼્દાઓ. અષેમ્ વોહૂ ૧.

૫ નામે યજ઼્દાંન્ અહુરમજ઼્દ ખોદાએ અવજ઼ૂની, ગોર્જ઼ે ખોરેહ અવજ઼ાયાદ્; ગેહ ગાથાઓ્યો અહુનવદ્ ગેહ, ઓશ્તવદ ગેહ, સ્પેન્તોમદ્ ગેહ, વોહૂ-ક્ષથ્ર ગેહ, વહિશ્તોઇશ્ત્ ગેહ, ગેહ ગાથાઓ્યો, અર્દાફ્રવંશ્ બેરસાદ. અજ઼્ હમા ગુનાહ પતેત્ પશેમાનુમ્; અજ઼ હર્વસ્તીન્ દુશ્મત દુજ઼ૂખ્ત દુજ઼્વરશ્ત, મેમ્ ૫ ગેતી મનીદ્, ઑએમ્ ગોફ્ત્, ઑએમ્ કર્દ, ઑએમ્ જસ્ત્, ઑએમ્ બૂન્ બૂદ્ એસ્તેદ્. અજ઼ આંન્ ગુનાહ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાંની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ્ પશેમાન્ ૫ સે ગવશ્ની ૫ પતેત્ હોમ્. ક્ષ્નઓથ્ર અહુરહે મજ઼્દાઓ, તરોઇદીતે અંગ્રહે મઇન્યેઉશ્; હઇથ્યા વર્શ્તાંમ્ હ્યત્ વસ્ના ફ્રષોતેમેમ્; સ્તઓમિ અષેમ્. અષેમ્ વોહૂ ૩.

ફ્રવરાને મઝ્દયસ્નો ઝ્રથુશ્ત્રશ્ વીદએવો અહુર-ત્કએષો (જે ગેહ હોએ તે પઢે) ફ્રસસ્તયએચ.

અહુરહે મઝ્દાઓ રએવતો ખ્રેનંઘઉહતો, અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઓનિબ્યો, અહુનવઈત્યાઓ ગાથયાઓ, ઉશ્તવઈત્યાઓ ગાથયાઓ, સ્પેન્તા-મઇન્યેઉશ્ ગાથયાઓ, વોહુ-ક્ષથ્રયાઓ ગાથયાઓ, વહિશ્તોઇશ્તોઇશ ગાથયાઓ, અષઓનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્, પઓઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ્, નબાનઝ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્, ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. યથા અહૂ વઇર્યો ઝ્ઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ.

અહુરેમ્ મઝ્દાંમ્ રએવન્તેમ ખ્રેનંઘઉહન્તેમ્ યઝ્મઇદે; અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્હો યઝ્મઇદે. ગાથાઓ સ્પેન્તાઓ રતુક્ષથ્રાઓ

અષઓનીશ્ યજ઼મઇદે; અહુનવઈતીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે; ઉશ્તવઈતીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે; સ્પેન્તા-મઈન્યૂમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે; વોહુ-ક્ષથ્રાંમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે; વહિશ્તોઇશ્તીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે; અષઓનાંમ્ વંઘઉહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજ઼મઇદે. અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ. યથા અહૂ વઇર્યો ૧.

## ( હા ૪૩ )

## નેમો વે ગાથાઓ અષઓનીશ્.

* * * * * * *

૧ ઉશ્તા અહ્માઈ યહ્માઈ ઉશ્તા કહ્માઈચીત્,
વસે-ક્ષયાંસ્ મઝ્દાઓ દાયાત્ અહુરો,
ઉતયૂઇતી તેવીષીમ્ ગત્ તોઇ વસેમી,
અષેમ્ દેરેઘાઇ તત્ મોઇ દાઓ આર્મઇતે,
રાયો અષીશ વંઘ્હેઉશ્ ગએમ્ મનંઘ્હો,

( ઉપલો ફકરો બે વખત ભણવો. )

**કલ્યાણ સકળ* જન.** અમારે ઇચ્છને તમારૂં કલ્યાણ. શોભાગ્યવંત અનજુમનનું જે કલ્યાણ તે અમારૂં કલ્યાણ. ખુદાઇ હુકમે તથાસ્તુ. કલ્યાણ બેઉ અમર જોડીદાર ખુર્દાદ-અમર્દાદની અમર સુખી બક્ષેશોને સંબંધે. આમીન હોય અર્દીબહેશ્ત યોગે. અશરાફ ખાલેસ આર્મઇતી સંજોગે. ઇચ્છણા મળો શહેરેવરની અનજુમનના પ્રત્યેક જનને જંગી ગંજના ફાળા. મળો અપિ ફરેસ્તાણના અખૂટ ભંડારમાંથી. બહમન અમશાસ્પંદની ફરજ બજાવ્યાના ખંગને અંગે. સકળ ગુણ સંપન્ન† કલ્યાણ. સુખ આપનારને સુખ.

પદ: ખંગને અંગે જંગી ગંજ રળ્યા.‡

---

*તમામ. †પ્રાપ્ત થયેલું. ‡કમાણું.

૨ અત્ચા અહ્માઈ વીસ્પનાંમ્ વહિશ્તેમ્,
ખ઼ાથ્રોયા ના ખ઼ાથ્રેમ્ દઇદીતા,
થ્વા ચીચીથ્વા સ્પેનિશ્તા મઈન્યૂ મઝ઼્દા,
યા દાઓ અષા વંઘ્હેઉશ્ માયાઓ મન ઘ્હો,
વીસ્પા અયારે દરેગો-જ્યાતોઈશ્ ઉર્વાદંઘ્હા.

**ઉંચ હુકમી ખસલત.** અષોઇવાળી ફ્રેસ્તાઈ ઉંચા ગોગની હુકમી મોબેદી ખસલતને પહોંચ્યો જ઼રથુશ્ત્ર. તેવું નૂર ઉતારે ખુદા પોતાની ઉદારતાથી માજ઼દયસ્નાન મોબેદાન ઉપર. નીતિ નેકી ઇજ્જત અદબના રાઝના* ખુલાસા એનાયત કરે. તેથી હાંસલ થાય દીન ઉગે વધતી જતી લાંબી જીંદગી તથા આબાદી ફેલાવનાર સુલેહ સુખ.

પદ: ખસલત ખાલેસ આલા ગણું.

---

*ભેદ.

૩ અત્ હ્વો વંઘ્હેઉશ્ વહ્યો ના અઇબી-જમ્યાત્,
યે નાઓ એરેજ્રૂશ્ સવંઘ્હો પથો સીષોઇત્,
અહ્યા અંઘ્હેઉશ્ અસ્ત્વતો મનંઘ્હસ્ચા,
હઇથ્યેંગ્ આસ્તીશ યેંગ્ આ-ષએતી અહુરો,
એરેદ્રો થ્વાવાંસ્ હુજેન્તુશે સ્પેન્તો મઝ્દા.

**અન-અપ-લાક્ષણિક.*** એ ઇચ્છા ફળીભૂત થવા અન-અપ-લાક્ષણિક ખામી વિનાનો લાયક મોબેદજ ઉમેદવાર થાય. ગેતી અને મીનોઇ દુનિયાના સીધા રસ્તા સ્વીકારે. વિપત્તિ† સંહારક‡ મદદ આપનાર, દાતાર, દાદાર અહુરમજ્દના ગેબી મુકામ તરફ બક્ષીશો મેળવવા અર્થે બંદગીમાં એક ચિત્તે મચી સ્મરણ કરે. પછી એ બધું અનુભવીને એક તાન, એક ધ્યાન, એક ઇમાનથી ભલા નફાકારક માર્ગો માજ્દયસ્નાનોને પઢાવે.

પદ: પધારોજી ભલે અત્રે આપજી.

*લક્ષણ સૂચક. †પીડા. ‡ટાળનાર.

૪ અત્ થ્વા મેંગ્હાઈ તખ્મેમ્ચા સ્પેન્તેમ્ મઝ્દા,
હ્યત્ તા ઝ્સ્તા યા તૂ હફ્ષી અવાઓ,
યાઓ દાઓ અષીશ્ દ્રેગ્વાઇતે અષાઉનએચા,
થ્વહ્યા ગરેમા આથ્રો અષા–અઓજંઘ્હો,
હ્યત્ મોઈ વંઘ્હેઉશ્ હજે ંજિમત્ મન ઘ્હો.

**પહેલેથીજ તેવો.** ખુદા સાહેબ તો છે કેવો કે જેવો મેં પહેલે ઘડથીજ જોયો, જાણ્યો તેવો એવોને એવોજ. મહા બળવંત મોટો દાતા. એક કરતાં એક ચઢે એવી ઉમદા સામગ્રીઓ મારા પર રેડતોજ ગયો. તેણે અલગાં રાખ્યાં પવિત્ર જનોને વાસ્તે રળિયાતવંત,* લહેજતદાર, કીમતી ઇનામ દુષ્ટો સારૂ આઘા ખસેડી દીધા તેમને બરના ધકેલા પછાડાના તફાવતવાળા નતીજા. અષ આતશના બળબળતાં તેજે ચોકખાઇને સારાં ઇનામો ચમક ચઢ્યાં. દુષ્ટોનાં પડ્યાં ઘેરણ ધારણથી ઘેરાયલાં ધુંવાતા.

પદ: લાયકને બદલો લાયક મળ્યો.

*સુશોભિત.

૫ સ્પેન્તેમ્ અત્ થ્વા મઝ્દા મેંગ્હી અહુરા,

હ્યત્ થ્વા અંઘ્હેઉશ્ જાંથોઈ દરેસેમ્ પઓઉર્વીમ,

હ્યત્ દાઓ શ્યઓથના મીઝ્દવાંન યાચા ઉખ્ધા,

અકેમ્ અકાઈ વંઘ્ઉહીમ્ અષીમ્ વંઘ્હવે,

થ્વા હુનરા દામોઇશ્ ઉર્વએસે અપેમે.

**છેક ના છેડા લગ.** મનનાં યોગ બાણ વેગે વિશ્વ મંડળની બાતરમાં મેં કીધાં દર્શન અહુરમઝ્દ સાહેબનાં મને તે જણાયો કુલ મુખત્યારો, જગ કર્તારો, બક્ષનહારો દાતા. કરણી તેવી પાર ઉતરણીને કાયદે કરમો માટે ઠરાવેલા બદલા તારી ખુબીવંતી દાનાઇથી તું વાટતોજ જાય. બુરાને બુરો; ભલાને ભલો. રોજે કયામતને રોજે રસ્તાખેજની તમામ્યત તલક. એ તારાં યશોગાન ગાઉં હું હમેશ. તારી ખુદાઇ સત્તાનું મિશ્રણ* બહમનનાં સત ચિત્તવનસે મેળવા જાહુકનું ઠરાવું. સ ચિત્તવનની મોટી ભલાઇથી આતશી પંથના સુધારા વધારામાં કાયમ બનાવું. સંસ્થાનીઓનાં અંતકરણોમાં આમંદતી ભાવી શ્રધ્ધા ઉપજાવતીજ રહે. તેથી ખુદાઇ શક્તિવાળી જગતનો મામલો કદી ભૂલથાપ ન ખાય.

પદ: વેળા માત્ર વીત્યા સુધી.

---

*મેળવણી.

૬ યહ્મી સ્પેન્તા થ્વા મઈન્યૂ ઉર્વએસે જસો,
મઝ્દા ક્ષથ્રા અહ્મી વોહૂ મનંઘહા,
યેહ્યા શ્યઓથનાઈશ્ ગએથાઓ અષા ફ્રાદેન્તે,
અએઈબ્યો રતૂશ્ સે ગહુઈતી આર્મઈતિશ્,
થ્વહ્યા ખ્રતેઉશ્ યેમ્ નએ ચિશ્ દાબયેઈતી.

* * * * * * *

૭ સ્પેન્તેમ્ અત્ થ્વા મઝ્દા મેંગ્હી અહુરા,
હ્યત્ મા વોહુ પઈરી-જસત્ મનંઘહા,
પેરેસત્ચા મા ચિશ્ અહી કહ્યા અહી,
કથા અયારે દક્ષારા ફ્રેરસયાઈ દીષા,
અઈબી થ્વાહૂ ગએથાહૂ તનુષિચા.

**ગેબી ગુફતેગો.** એવો ભારો પેશકશી* બક્ષેશક મેં તને મારે મન વમાસ્યો. ધારણાની ધારણે મેં ધ્યાન ધર્યું. બહમન મારફતે મને તારી મુલાકાત થઇ. પુછ્યું મને બહમને. કે તું કોણ? કોણ તારો પક્ષ? શું તારી મુરાદ? મેં કહ્યું કે હું જરથુશ્ત્રની મુરાદ એ છે કે અધર્મી જુદદીનોને હું મારૂં, તાડું, મરડું, ફનાહ કરૂં. અને હું દીનયારાનને ખુશી ખુરમીમાં ખીલવનાર દસ્તગીર. એ છું હું. એ મારો પક્ષ. એ મારી આશ. એ દીનયારોને દસ્તક સરજનહ આ જંજાળી દુનિયાને દાનસારી ધારણે ચલાવવાની સરજત. એ શબ્દો પહોંચ્યા તારી દરગાહે ખુદા સાહેબ.

પદ: સુન સુન જાનીજી, ગગનમે અવાજ થાયજી.

*ખંડણી.

૮ અત્ હોઈ અઓજી જરથુશ્ત્રો પઓઉર્વીમ્,
હઇથિયો દ્બએષાઓ હ્યત્ ઇસોયા દ્રેગ્વાઇતે,
અત્ અષાઉને રફેનો ખ્યેમ્ અઓજોંગ્હ્વત્,
હ્યત્ આબૂસ્તીશ્ વસસે ક્ષથ્રહ્યા ઘા,
યવત્ આ થ્વા મઝ્દા સ્તાઉમી ઉફ્યાચ્યા.

* * * * * * *

૯ સ્પેન્તેમ્ અત્ થ્વા મજ્દા મેંગ્હી અહુરા,

હ્યત્ મા વોહૂ પઈરી-જસત્ મનંઘ્હા,

અહ્યા ફ્રેરસેમ્ કહ્માઈ વીવીદુયે વષી,

અત્ આ થ્વહ્માઈ આથ્રે રાતાંમ્ નેમંઘ્હો,

અષહ્યા-મા યવત્ ઈસાઈ મન્યાઈ.

**કલપ્યો મન વેગે.** મન વેગે મેં તને કલપ્યો અય હકતાલા, બક્ષેશના દેનાર મહા દાતા દાખલ. ફરી મને બહમને પુછ્યું શું હજી છે તારી મુરાદ? કહ્યું મેં કે મારાથી બની શકે તેટલી બલકે મારામાં તાકાત હોય ત્યાં લગણ આત્મિક તેજ વધારનારા ખોરેહમંદ, નૂરમંદ આતશી તત્વ સનમુખ ઉભા રહીને કમીનાપણાંથી કરૂં નાથોના નાથ જગનાથની* કરૂં નમાની નીયાએશ, સેતાએશ.

પદ : ખાસ પરસ્તેશ ખુદાની વાસ્તે.

* ખુદા.

૧૦ અત્ તૂ મોઈ દાઈશ્ અષેમ્ હ્યત્ મા
જ્ઓઇજ્ઓમી,
આર્મઈતી હચિમ્નો ઈત્ આરેમ્,
પેરેસાચા નાઓ યા તોઈ એહ્મા પર્શ્તા,
પર્શ્તેમ્ જી થ્વા યથના તત્ એમવતાંમ્,
હ્યત્ થ્વા ક્ષયાંસ્ અએષેમ્ ધ્યાત્ એમવન્તેમ્,

**આર્મઈતીને આમંત્રણ.** આમંત્રું છુ અભિલાષાથી,* ઓજશ્ખાહીથી સરફ્રાઝ બાનું પવિત્ર આર્મઇતીને. તેવણજીની પ્રેમળતાનો પરતો† મારાં અંતરમાં પ્રવેશ કરી મારૂં અંતરિક્ષ પૂર્ણાંક. ઉપદેશ આદેશની ચતુરાઇઓ મારામાં ઉભરાવો. તેથી સ મને વિચારીને મારે મન મોટા પ્રતિ પ્રશ્ન પુછવાનું જેમ ઝટ સ્ફુરી આવે.‡ પાદશાહતોના ચલાવનારા મારાથી ખુલાસા માગવા તલપી રહ્યા છે. એ વેગા ચેતાવી દેવો મને તેમનાં ગુંચવણના ગુંદેલા ગુંછળાં ખોલી કાઢવાનું કામ. કરો મારી બાંહેધરી.

પદ: યાચના આર્મઇતી પ્રત્યે.

*હોંસ. †પ્રતાપ. ‡પ્રગટ થાય.

૧૧ સ્પેન્તેમ્ અત્ થ્વા મજ઼્દા મેંગ્હી અહુરા,
હ્યત્ મા વોહૂ પઇરી-જસત્ મનંઘહા,
હ્યત્ ક્ષ્મા ઉખ્ધાઇશ્ દીદઇંઘ્હે પઓઉર્વીમ્,
સાદ્રા-મોઇ સાંસ્ મશ્યએષૂ જ઼રજ઼્દાઇતિશ્,
તત્ વેરેજ઼્યેઇદ્યાઈ હ્યત્ મોઈ ભ્રઓતા
વહિશ્તેમ્.

**અક્કલની જગવી જોત.** નિર્માર્યો ખુદા તને કુળ શુભ સાધનોનો ખાવિંદ. પહોંચ્યો મને બહમન. પવિત્ર કલામો તારે નામના ભણતાં ભણતાં અંતર જ્ઞાન હું જગત પ્રદક્ષિણા કરતો કરતો જાઉં છું. તેવામાં સાચપણુતાની રોશન અક્કલની જોત મારામાં મેં જગવી. સમાધિસ્થ* સ્થિતિમાં યોગ બાણુ મારી મેં દ્રષ્ટી મર્યાદા કીધી. તો મને દેખાયું કે પ્રારંભમાં દીન ફેલાવવાની જાનફેશાની કરનારના બદલા દાખલ આ ફાની દુનિયામાં છે દુખના ડુંગર. એ જાણ્યા છતેએ મેં મને કીધો એ ઉત્કૃષ્ટ† કર્તવ્યમાં નક્કર ખડક જેવો દ્રઢતા.

પદ: જય જય સાચપણુતાની રે.

*સમાધિ લઇ બેઠેલું. †ઉત્તમ.

૧૨ હ્યત્યા મોઈ અ્રઓશ્ અષેમ્ જસો ફ્રાક્નેને,
અત્ તૂ-મોઈ નોઈત્ અસ્રૂશ્તા પઈર્યઓઘ્ઝા,
ઉઝ્જેરેઘાઇ પરા હ્યત્ મોઇ આ-જિમત્,
સેરેઓષો અષી માંઝા-સ્ચા હચિમ્નો,
યા વી અષીશ્ રાનોઇભ્યો સવોઈ વીદાયાત્.

**જ્ઞાન સંપાદક વિધિ.*** જ્ઞાન સંપાદક વિધિ વિષેથી હુકમ તારો એવો હોય કે અપનાં ઉંચાણ ભડકતા આતશી જોશ સામે કબલો માંડી સ્મરણ સંભારજો.† ધર્મ માર્ગની ઉંડાણતા મેળવવી હોય તો સરોષ ફરેસ્તાની સાંભળવાની બસારતી શક્તિથી ઉપાડજો આધીનતા ભરેલી તાબેદારી. તાબેદારી વગર આરાધના ફોકટ ફાંફાં છે. નમનતાઇ સાથે ચાલ્યા આવ્યા ઇજત ને મરતબાના ગંજ ને તેજના દરંગ. તેમાંથી મળવાના ધર્મની અનજુમન સભામાં સરપાવ જેની જેટલી ઓકાત ને લાયકાત.

પદ: ચાલ્યા આવ્યા ગંજા અનંતા.

*આજ્ઞા. †યાદ કરવું.

૧૩ સ્પેન્તેમ્ અત્ થ્વા મઝ્દા મેંઙ્હી અહુરા,

હ્યત્ મા વોહૂ પઇરી-જસત્ મનંઘહા,

અરેથા વોઇઝ્દ્યાઇ કામહ્યા તેમ્ મોઇ દાતા,

દેરેગહ્યા યાઉશ્ યેમ્ વાઓ નએચીશ્ દારેશત્ ઇતે,

વઇર્યાઓ સ્તોઇશ્ યા થ્વહ્મી ક્ષથ્રોઇ વાચી.

**બસ કાફી છે.** ચીત્યો મન મઝ્દા સાહેબને બક્ષનહારો, રક્ષણહારો. બહ્મનથી તું મને પહોંચ્યો. બધી દીનોની બુલંદ સરદાર દીન દાખલ સાબીત કરવાની ખાહેશ મારામાં આવી. તે ખાહેશ ઘણાઘણી સંગીનતામાં બક્ષીને બર લાવ મારી ઉમેદ. એટલી બધી રીતે બક્ષ કે ઝુટતાં ને ખુંચવતાં ન તે કદી લુટાય. ઇરાનમાં માઝ્દયસ્ની દીનની હમેશની હસ્તી જો તું મને બક્ષે તો તે બક્ષેશ મારે મન કાફી છે.

પદ: ખુદા યા, એ મારે મન કાફી છે.

૧૪ હ્યત્ ના ક્રુયાઈ વચેએદમ્નો ઈસ્વા દઈદીત્,
મઈઅચો મઝ્દા તવા રશ્નેના ક્રાશ્નેનેમ્,
હ્યત્ થ્વા ક્ષથ્રા અષાત્ હચા ક્રાંસ્તા,
ઉઝેરેઈધાઈ અઝેમ્ સરેદનાઓ સેંગહ્યા,
મત્ તાઈશ્ વીસ્પાઈશ્ યોઈ-તોઈ માંથ્રાઓ
મરેન્તી.

અગ્રેસર આગેવાન. બક્ષેલું ઘણુંએ પડયું પાસે હોવાથી છુટે હાથે ઉપાડી ઘણું ધન મિત્રને આપે તેમ મારી કદર ખાઓ ખુદાવંતતાલા. માઝ્દયસ્ની દીનની શરીયત શાહદતની અચૂક મોટાઈ વિષેથી આપ મને ગેબી ઇલમનું ઘણા-જેટલા-પણું. કેમકે દીન આહુનની તારી સર્વાધિકારી સત્તાનો તુંએ નિમ્યો છે મને પ્રતિનિધિ. તારી એવી બક્ષેશ ખુશાલી ઉપજાવનારી છે. મીજલસના ચતુર સરદારો અને રાજવંશીઓ વચ્ચે એ તારી બક્ષેશને આધારે હરોલમાં આગેવાનોનો હું અગ્રેસર બનું. તેથી અષ સંપ્રદાય વિનીત* વિવેકીઓમાં ન્યાયના નરા નિયમો પ્રમાણે હું પૃથ્વી પર પુકારૂં પ્રસિધ્ધ પહેલો.

પદ: ગજે ચમકે વરસે દુનિયામાં દીન દમામ.

*વિવેકી.

૧૫ સ્પેન્તેમ્ અત થ્વા મઝ્દા મેંગ્હી અહુરા,
હ્યત્ મા વોહૂ પઇરી-જસત્ મનંઘહા,
દક્ષત્ ઉષ્યાઈ તુષ્ના મઇતિશ્ વહિશ્તા,
નોઈત્ ના પોઉરુશ્ દ્રેગ્વતો ખ્યાત્ ચિક્નુષો,
અત્ તોઈ વીસ્પેંગ્ અંગ્રેંગ્ અષાઉનો આદરે.

**શેતાનના જણેલા.** અંતકરણની ખાલેસ પવિત્રતાનો દેનાર બી મેં તું સાહેબનેજ નિરખ્યો.* છાને જો પહોંચ્યો મને ભલો બહમન તો જાણ્યો હુંએ તું. એ અમશાસ્પંદજીએ મીનો અક્કલનાં દર્શન મને કરાવ્યાં. મને મનાઇ કરી કે ખબરદાર અગ્રેસરમાં ખપીને જુદ્દીનોનાં લલચામણાંમાં વહવાઇ† ના જતો. તારા જેવા પરહેજગારાન, દીનચારીદારાન માઝ્દયસ્નાને તો બેઇમાન જુદ્દીનોને શેતાનની ઓલાદ પંકમ‡ પામી, ગણીને તજવા.

પદ: બહમન ઓળખાડયા તમે દાદારજી.

---

*તપાસ્યો. †છેતરાઈ. ‡માફક.

૧૬ અત્ અહુરા હ્વો મઈન્યૂમ્ જરથુશ્ત્રો,
વેરેન્તે મજ્દા યસ્તે ચિશ્તા સ્પેનિશ્તો,
અસ્ત્વત્ અષેમ્ ખ્યાત્ ઉશ્તાના અઓ-
જોંગ્હુવત્,
ખેંગ્ દરેસોઈ ક્ષથ્રોઈ ખ્યાત્ આર્મઇતિશ્,
અષીમ્ શ્યઓથનાઇશ્ વોહૂ દઇદીત્ મનંઘહા.

**અજ્ઞાની અભિમાની.** પૂજ્યો અય અહુરમજ્દ તને જરથુશ્ત્રે અંશોના પણ અંશ તરીકે, વિશ્વની રોનકના ખાવિંદ દાખલ. એવાંજ માંથ્ર વચનથી દરેક મહા મોબેદ કલમો પઢી પસાર થયો. પણ અજ્ઞાનોનું અભિમાન તો એવું છે કે ઘણાઘણી ઉમદા શક્તિઓ જે દીનમાં ગુપ્ત પડી છે તે તેમની નજરે નથી આવતી. તેથી હવે જાહેર મિજલસનો એવો મોકો આવી પુગવાનો કે જેમાં માજ્દયસ્ની દીન શારીરિક અવતાર ધારણ કરી ખિગતાં જીગરનાં જીવતાં જોશે છડેચોક ઝગમગશે.* જુગજુગ તેની પાદશાહીનો દમામ તપશે. પ્રેમ ભક્તિ તેના પર ફિદાગર બનશે. સુ મનનાં વાજબી ઇનામના લુમકા સવાબનાં કામ કરનાર પરહેજગારોમાં જાહેર વાટણી† પ્રસંગોપાત્ત વહેંચી આપશે.

૫૬ : સાણુત કલમે અમે કોલ છે કર્યો.

---

*ઝગઝગશે. †વહેંચણી.

ઉશ્તા અહ્માઈ યહ્માઈ ઉશ્તા કહ્માઇચીત્,
વસે-ક્ષયાંસ્ મજ઼્દાઓ દાયાત્ અહુરો,
ઉતયૂઈતી તેવીષી ગત્ તોઈ વસેમી,
અષેમ્ દેરેઘાઈ તત્ મોઈ દાઓ આર્મઇતી,
રાયો અષીશ્ વંઘ્હેઉશ્ ગએમ્ મનંઘ્હો.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

અષેમ વોહૂ ૩. ઉશ્તવઈતીમ્ હાઈતીમ્ યજ઼મઈદે. યેંઘ્હે હાતાંમ્ આઅત્ યેસ્ને પઈતી વંઘ્હો મજ઼્દાઓ અહુરો વએથા અષાત્ હચા યાઓંઘ્હાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજ઼મઇદે.

(હા ૪૪)

૧ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
નેમંઘ્હો આ યથા નેમે ક્ષ્માવતો,
મઝ્દા ફ્રયાઈ થ્વાવાંસ્ સખ્યાત્ મવઇતે,
અત્ ને અષા ફ્રયા દઝ્દ્યાઈ હાકુરેના,
યથા-ને આ વોહૂ જિમત્ મનંઘ્હા.

**સાહેબાને મિજલસ.** અગર હોય ખબર તમને તો કહો ખાતરે ખુદાને રાસ્તીથી અય સાહેબાને મિજલસ. તેજી આતશની બળતી જવાલાના કેબલા સનમુખ આરાધનાઓ સર ઝુકાવી કમીનો બની પઢતાં તમારા પ્રશ્ન મેં વગર કહેવે જાણી લીધા છે. ખુદાનાં વચનથી હું તેના સત્ય જવાબ દેઉં છું. અગ્નિ પંથના યજ્ઞ તરીકામાં. માનીએ તો સ્તુતિની સર્વે રીતની બંદગીઓ ભણવી ખરીની? તેથી પક્કી રીતે વાકેફી મેળવી સ્નેહભાવથી ગુણ ચર્ચાની સુલેહ ભરેલી લડાઇ લડો. સ મનની અને સત્ય જોશની હિમાયત ક્યાં સચ્ચાઇ ઢળે છે તે એ ઉપરથી નક્કી થાય.

પદ: યષ્ટ યજ્ઞના યથાર્થ* યત્નો.

---

*વાજબી.

૨ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
કથા અંઘ્હેઉશ્ વહિશ્તહ્યા પઓઉર્વીમ્,
કાથે સૂઇઘાઈ યે-ઈ પઇતિષાત્,
હ્વો જી અષા સ્પેન્તો ઇરિખ્તેમ્ વીસ્પોઇબ્યો,
હારો મઈન્યૂ અહૂમ્બીશ્ ઉર્વથો મજ઼્દા.

**જીવોનું મૂળ અગ્નિ.** ખુદાનાં વચનથી સત્ય કહું છું તમારા મનમાં છુપાઇ પડેલા પ્રશ્નોના ઉત્તર. જીવોનાં મૂળ જોશ અગ્નિ પ્રજાનો પવિત્ર મિત્ર તેની જ્યોતી જોશનું સંરક્ષણ કરવું ના? અષના આતશોના આલયોમાં* કૈવતમંદ કાયદાના બંદોબસ્ત અને નેકીની બારીક જોસ્તેજો ચાલે છે ના? તો એવી મહા શક્તિને પ્રસન્ન રાખવાની શું ફરજ નથી?

પદ: આસમાનના આતશને સ્મરો† વહાલાજી.

*મકાનોમાં. †યાદ કરો.

૩ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
કસ્ના જ઼ંથા પતા અષહ્યા પોઉરૂયો,
કસ્ના ખેંગ્ સ્તરેમ્ચા દાત્ અદ્વાનેમ્,
કે યા માઓ ઉક્ષયેઈતી નેરેફ્સઈતી થ્વત્,
તાચીત્ મજ઼્દા વસેમી અન્યાચા વીદુયે.

**સાહેબનાં સત વચન.** સાહેબનાં સત વચનના કસમથી કહું છું તે સમજી લેઓ તમારા સવાલ ને તેના જવાબ. અસલ ખાલી ખમ અંધાધુંધીમાંથી ખલક ફ્લકના જોશનો શોળો સળગાવનાર અષ આતશનો બાપ મજ઼દા વિના ન બીજો કોઇ. સૂર્યાયણ, તારાયણ, ગ્રહમંડળાયણના અધ્ધર આકર્ષણ ક્રાંતિના નિયમ ખુદા સાહેબેજ હમેશના ઠરાવ્યા કે કોઇ બીજાએ? કોણે કર્યો ચાંદને અદકો* થતો ને ઓછો પડતો?

પદ: નક્ષ મંડળ ઠરાવ્યાં નક્કી રે લોલ.

*વધારે.

૪ તત્ થ્વા પેરેસા એરેશ્‌-મોઈ વઓચા અહુરા,
કસ્ના દેરેતા જાંમ્ચા અદે નબાઓસ્ચા,
અવપસ્તોઇશ્ કે અપો ઉર્વરાઓસ્ચા,
કે વાતાઈ દ્વાંન્મઇબ્યસ્ચા યઓગેત્ આસૂ,
કસ્ના વંઘહેઉશ્ મઝ્દા દામિશ્ મનંઘહો.

**અધ્ધર લટકણ.** પૃથ્વીને અધ્ધર લટકણે લટકાવી કોણે ચક્રાટે ચઢાવી? કોણે રોકી તેને ઉંડાણમાં ગરક જતાં? વાદળોને થંભાવ્યાં કોણે વાતાવરણ વચ્ચે? જોતર્યા કોણે તેઓસે પેલા બે ઝડપ, વાદળ ને પવન વીજળીક ચમકારાને ગડગડાટના ધડાકા. સુમન સ્વામી બહમનના પેદા કરનારેજ ના?

પદ: દેખા અચંબા જગ અટકણ લટકણના.

૫ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
કે હુવાપાઓ રઓચાઓસ્ચા દાત્ તેમાઓસ્ચા,
કે હુવાપાઓ ખ્‌વફ્નેમ્ચા દાત્ જ્‌એમાચા,
કે યા ઉષાઓ અરેમ્-પિથ્વા ક્ષપાચા,
યાઓ મનઓથ્રીશ્ ચજ્‌દોંઙ્‌હ્વન્તેમ્ અરેથહ્યા.

**અજવાળ્યાં અંધાર્યાં.** ઝગઝગીત પ્રભાલંકૃત પ્રકાશક અજવાળ્યાં કે જામ* ઝૂમતાં કાળાં ભમર અંધાર્યાં કોણે કર્યાં? કોણે બનાવી આસાયશની નિદ્રા ને જાગ્રતીનો ઉધ્યમ પરિશ્રમ†? બામદાદને ઝઝલખે કે બપોરી મધ્યાને હુશિયાર મોબેદો માજ્દયસ્નાનોને આજ્ઞાનુસાર દીનની ફરજ્યાત બંદગી વખતની વહેંચણી મુજબ કરાવે એમ કોણે કર્યું?

પદ: અજવાળ્યાં અંધાર્યાં સરજાવ્યાં.

*રાત્રિનાં. †મહેનત.

૬ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
યા ફ્રવક્ષ્યા યેજી તા અથા હઈથ્યા,
અષેમ્ ષ્યઓથનાઈશ્ દેબાંજઈતી આર્મઈતિશ્,
તઈબ્યો ક્ષથ્રેમ્ વોહૂ ચિનસ્ મનંઘહા,
કુએઈબ્યો અજીમ્ રાન્યો-સ્કેરેતીમ્ ગાંમ્ તષો.

**સત્ય સાબુતી.** સત્ય સાબુતતાના રાસ્ત નિયમોના પ્રસાર કોણે કેમે પમાડયા? પુણ્ય પ્રયોગ કરવા લોકને આતુરતા અને આરજુમાં કોણે તત્પર કર્યાં? પુણ્ય સંગ્રહીત જાદંગોઇ જત્થાથી ગંઠાયલાં નૂરોથી ગગનો પર આફતાબો સરખાં દિવ્ય* રતનો કોણે કેમે ચઢાવ્યાં. તેઓના નિભાવ સારૂં અહુરમજદે સુશીલ† વૃત્તિનો માજદયસ્નાન હકુમતવાળો દરૂસ્ત ધર્મ શું નથી જારી કીધો? ખામખા જીવ-શરીરને મગનતા પમાડનાર એ સાધનો તેણે ત્યારનાંજ રચી મુક્યાં કે જ્યારે અહુરમજદે માનવી કાલબુતમાં પોતાની અંશથી ફૂંક મારી જીવ મુકી પ્રવર્તક‡ કીધું.

પદ: આત્માનાં સુખ સાધન પહેલેથી પેદા કર્યાં.

---

*દેવતાઇ. †ગુણવાન. ‡ફેલાવો.

૭ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
કે બેરેખ્ધાંમ્ તાશત્ ક્ષથ્રા મત્ આર્મઈતીમ્,
કે ઉઝેમેમ્ ચોરેત્ વ્યાનયા પુથ્રેમ્ પિથ્રે,
અઝેમ્ તાઇશ્ થ્વા ફ્રક્ષ્ની અવામી મઝ્દા,
સ્પેન્તા મઈન્યૂ વીસ્પનાંમ્ દાતારેમ્.

કોણે કર્યું? સાચી ધર્મભાવનાવાળું શુધ્ધ મન કોણે પરવરતાવ્યું? જે છે ખુદાની દરબાર દીનદાર કેરદારમાં ઉસ્તવાર. પેદરની ફરમાનબરદારી ઉઠાવવામાં બેટાને અદબથી રહેતાં કોણે શીખાડયું?

પદ: અદબથી ઉભું ફરજંદ તાબેદારીમાં ઈતિબારીમાં ઉસ્તવારીમાં.

૮ તત્ થ્વા પેરેસા એરેશ્–મોઈ વઓચા અહુરા,
મેંદઇધ્યાઈ યા–તોઈ મઝ્દા આદિશ્તિશ્,
યાચા વોહૂ ઉખ્ધા ક્રૂષી મનંઘહા,
યાચા અષા અંઘ્હેઉશ્ અરેમ્ વએધ્યાઈ,
કા–મે ઉર્વા વોહૂ ઉર્વાષત્ આગેમત્ તા.

**ચિત્તવણ મંત્રો.** વમાસણ, ચિત્તવણ યોગ મંત્ર કોણથી ઉગ્યાં મનમાં? પવિત્ર કલામોચ્ચારણની જોગવાઇ કોણે કીધી? ધ્યાન ધારણમાં સિધ્ધ કરી આતશના કેબલા પ્રત્યે સ્તુતિ કરી જ્ઞાનદાન કેમ મેળવાયું? એ કલામોની રાહબરીમાં રહીને બળશાલી બુલંદી પામી આત્મા ઉંચાણમાં ચઢયો જાય. કોણે બક્ષ્યા એ મોટા સમર્થ ધરાવનાર પાક કલામ.

૫૬: જ્ઞાન દાન આતશથી પામું.

૯ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વચોચા અહુરા,
કુથા-મોઈ યાંમ્ યઓશ્ દએનાંમ્ યઓજ઼્દાને,
યાંમ્ હુદાનાઉશ્ પઈતીશે સખ્યાત્ ક્ષથ્રહ્યા,
એરેશ્વા ક્ષથ્રા થ્વાવાંસ્ અસીશ્તીશ્ મજ઼્દા,
હદેમોઈ અષા વોહુચા શ્યાંસ્ મનંઘહા.

**ચુસ્ત નૈયત.** દીન પર રાખેલી ચુસ્ત નૈયતે તણાયલાં તાન સંયુક્ત* અંતર જ્ઞાન શિવાય બીજી કોઈબી રીતે સ્વચ્છ થવાનાં ચુંથાયલાં અંતકરણ. ખુબ ખ્યાલ કરો કે ખુદાની સર્વોતમ સત્તાદ્વારે બ્યાન કરેલા એ સર્વે કલામો મેં તમારી સનમુખ રજુ કર્યાં. તેમની ધ્વનીની ધુન પોતાની ધરી પર ધડડમ ધુમીને બહમનના મુકામ તક અને અષની દરગાહ તલક પુગી ગઈ છે.

પદ: યકીન ચુસ્તનું અંતકરણ સ્વચ્છ.

---

*સાથે જોડાયલું.

૧૦ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઇ વઓચા અહુરા,
તાંમ્ દએનાંમ્ યા હાતાંમ્ વહિશ્તા,
યા-મોઈ ગએથાઓ અષા ફ્રાદોઈત્ હચેમ્ના,
આર્મતોઈશ્ ઉખ્ધાઈશ્ ષ્યઓથના એરેશ્ દઇધ્યત્,
મખ્યાઓ ચિસ્તોઇશ્ થ્વા ઈશ્તીશ્ ઉસેન્ મઝ્દા.

**વિચાર ફ્રવષિ.** અંતકરણમાં ગુપ્ત રહેલી વિચાર-ફ્રવષિના ભેદને સમજવાની દાનાઇ આપનારો ખુદા શિવાય બીજો કોઇ છે કે? એ દાનાઇ ઉગી ગઇ તે લોકની સંસ્થા લઇ ફ્ળદ્રુમામાં ઉછરીજ જાણો. અષના આતશપંથની જોડાજોડ એ બન્ને ચાલ્યાં જાય છે. સુ વેણના આ કાયદા કાનુન લોકનાં હિતાર્થે બાંધેલા. એટલે જન જનના કૃત્યનો ફેસલો એ કાયદાનાં ન્યાયી ક્રમ પ્રમાણે થાય. મારી માંથ્રીક પ્રાથનાને ખુદા સફળ કરો એમ હો.

પદ: ફ્ળદ્રુમામાં સંસ્થાન જો ઉછાળો.

૧૧ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વચોચા અહુરા,
કથા તેંગ્-આ વીજેમ્યાત્ આર્મઈતીશ્,
યએઇબ્યો મઝ્દા થ્વોઈ વષ્યેતે દએના,
અજેમ્ તોઈ આઇશ્ પોઉરુયો ફ્રવોઈવીદે,
વીસ્પેંગ્ અન્યેંગ્ મન્યેઉશ્ સ્પસ્યા દ્વએષંઘ્હા.

**કોઈ બીજી બી પ્રકાર.** છે કોઇ એવી બીજી બી પ્રકાર કે દીનદારોનો ઇતબાર બીજી રવેશે આવે માઝ્દયસ્નાન સંપ્રદાય ઉપર? અમર કોઇ અન્ય રૂઢીથી ધર્મી લોકમાં શ્રધ્ધા આવે. બીજા ગુણાધારે કે જ્ઞાનદ્વારે દીનની માન્યતા છુટાપણાંમાંથી છુટીને જગતમાં આશકાર થાય. સાચું કે એ ખુદાઇ દીન ફેલાવવાની આગેવાની મારાં કીસમતમાં મેં લીધી. પણ તેથી શું પરાયા સંપ્રદાયોમાં પ્રવીણ ગણાતા પંડિત જનોએ વીના કારણથી જીદ કરી જુદાજ પડવું જોઇએ. એવી કુટેવ ઉપર મને જીગરમાંથી તિરસ્કાર છુટે છે.

પદ: જીદી મત મંતાતરી પંડિતો.

**૧૨ તત્ થ્વા પરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,**
**કે અષવા ચાઈશ્ પેરેસાઈ દ્રેગ્વાઓ વા,**
**કતારેમ્ આ અંગ્રો વા હ્વો વા અંગ્રો,**
**યે-મા દ્રેગ્વાઓ થ્વા સવા પઈતી-એરેતે,**
**અ્યંઘહત્ હ્વો નોઈત્ અયેમ્ અંગ્રો મન્યેતે.**

**પુણ્યવંત ને પાપવંત.** દીન પર એતેકાદ મુકીને કાંઇકો બન્યા પુણ્યવંત. કાંઇકો છો પડેમ પડયા રહ્યા. કોણનું એકીન ક્યાં સહી છે કે ક્યાં ઓછું છે તે તો મને રોશન થયું છે બ બરક્કતે ખુદાયા. એ એમાંના કયા સામું અ-આર્યમન અહેરેમન ફનાફનીનો હુમલો છે લઇ જતો તે પણ જાણીતું છે. જે તે પક્ષ પર હુમલો નાખી ગુમરાહ બનાવે છે કે જે છે કારો કેરદારમાં તેના પોતાના જેવો નુકસાનકારક અ-આર્યમન અહેરેમન અણ-સુગાત્રાપણાંવાળો ફૂવડ. પાખંડી જડવાદી જુદદીન પક્ષ માનનારો. આત્મવાદી પુણ્યશાલીઓના ધર્મ માર્ગમાં વૃથા* ખલલ નાખનારો. તેના ઉપાસકોને† કષ્ટ આપવાની બુરી મતલબથી સામનાપણું કરનારો. કુ કર્મોના ભરેલા પોતાનાં પાપમાં ચકચુર છે તેનો મારાં સાફ મનમાં ન આવ્યો ફિટકારક ખ્યાલ.

પદ: કહો તો સહી છે ક્યાં એકીન તમારૂં સહી.

---

*ફોકટ. †સેવા કરનાર.

૧૩ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
કથા દ્રુજેમ્ નીશ્ અહ્મત્ આ નીશ્ નાષામા,
તેંગ-આ અવા ચોઈ અસ્રૂશ્તોઈશ્ પેરેના-
ઓંઘ્હો,
નોઇત્ અષહ્યા આદીવ્યેઇન્તી હચેમ્ના,
નોઇત્ ક્રસયા વંઘ્હેઉશ્ ચાખ્નરે મનંઘ્હો.

**હાંકી કાઢું.** ભરમ ફુટી જઇને ખબર પડી ગઇ કે બેઇમાનીઓનાં ટોળાંની જુઠણી દેવણીને રાજ પ્રકરણ પ્રયોગથી નાબુદ કરવાની છે. નાબુદ કરૂં સાથે લાગા તેણીના પાપી, ભારી બોજા તળે દબાયલા તેના તદ્દન દુષ્ટ મૂર્તિ પૂજક દરવંદોને. અષ પંથના હમકાર પરહેજગારો તો પવિત્ર આતશની નિર્મળ ખુદાઇ રોશનીની રજાલ મજાલનો ઓળો તેઓ પર પડવા દેતા નથી. પવિત્ર અશોથી તેમને દૂર રાખે છે. નથી ઉતાર્યા પોતાની ખ્યાલાતમાં તડી ગરદનના એ હેમકોએ પરમાર્થનાં પવિત્ર સિધ્ધાંત.

પદ: જય જય પરમાર્થ કારેજની.

૧૪ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
કથા અષાઈ દ્રુજેમ્ ઘાંમ્ જસ્તયો,
ની હીમ્ મેરાંજ્યાઈ થ્વહ્યા માંથ્રાઈશ્ સેંગહ્યા,
એમવઈતીમ્ સિનાંમ્ દાવોઈ દ્રેગ્વસૂ,
આ-ઈશ્ દુશ્ષેંગ્ મજ્દા અનાષે આંસ્તાંસ્ચા,

**મુશ્કેટાટ.** ખરાબીની પાંઠરનારી જીુઠણી દરૂજણીને ઠીક પ્રકારે બંધ બાંધી કરૂં મુશ્કેટાટ. હવાલે કરી હું શાસન* કારણ અષ યાજ્ઞિકો† જોગ. તેઓ તેનો ન્યાય રાસ્તીના ધારાથી કરી તેણીની બુનએખ ઉખાડી નાખે. તે આણીગમ ઝુંઇ કે પેલીગમ દીન દુશ્મનોમાં ઉછળવાની કાતેલ કતલ કરનારી તલવાર. એ મહાભારત કામ પાર ઉતરતાં દીનદારોને વેદના દઇ વવાણનાર‡ દગલબાજ જીુદદીનો ગમખારીમાં ઉંધા પડી તરફડિયાં ખાઇ ના-હતા થવાના.

પદ: બાંધી હાથ કરી મુશ્કેટાટ મારૂં દેવી લબાડી.

---

*અમલ. †ક્રિયા કરનાર. ‡છેતરનાર.

૧૫ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈવઓચા અહુરા,
યેજી અશ્યા અષા પોઈ મત્ ક્ષયેહી,
હ્યત્ હેમ્ સ્પાદા અનઓચંઘ્હા જમએતે,
અવાઇશ્ ઉર્વાતાઇશ્ યા-તૂ મઝ્દા દીદેરેજો,
કુથ્રા અયાઓ કહ્માઈ વનનાંમ્ દદાઓ.

**સામનો મુકાબલો.** ખુદાની શુભ સલતનતની કીમતી પનાહમાં અમે પડયા છીએ તો તેમાંથી અમારા આતશની સાથે અમારી રક્ષા તારી મહેરબાનીથી આપો આપ ઉભા થયલા યોધ્ધાઓથી થાય છે. વિરુદ્ધ પક્ષો વહેંચાયલા છે એકરારી ને ઇનકારીમાં. એમનો સામના સામનો ફોજી મુકાબલો જંગમાં મંડાશે. ત્યારે ક્રિયા માર્ગના પવિત્ર પ્રયોગો કરી દીનદારોની હિમાયત કરીશું. એથી ખુદાની મદદ દીનદારોને મળે. ત્યારેજ નક્કીપણામાં આવશે કે એ ટક્કરમાં દીનદારો કેવા જીતેલા જંગી બનશે.

પદ: કર મુકાબલો ચાલ આવી જા.

૧૬ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
કે વેરેથ્રેમ્-જા થ્વા પોઈ સેંગ્હા યોઇ હેન્તી,
ચિથ્રા મોઈ દાંમ્ અહૂમ્બીશ્ રતૂમ્ ચીઝ્દી,
અત્ હોઈ વોહૂ સેરઓષો જન્તૂ મનંઘ્હા,
મઝ્દા અહ્માઇ યહ્માઈ વષી કહ્માઇચીત્.

**વફાદાર ઉસ્તવાર.** મારી હમનબરદને મેદાનમાં કોણ પક્ષ વિજ્યી* નિવડવાની છે પક્કી વકી. દીનદાર માર્ગને બચાવી લેવાનું સરજતમાં એમબી તું સાહેબ જણાવતો જા. એ જંગ માટેના ધરખમ સરદારને અમે પટાભિષેક પાદશાહ કરીએ. તેની તાબેદારી કરવામાં અનજુમન વફાદાર, ઉસ્તવાર રહે એવી રકમનો પાદશાહ બનાવીએ. ખુદા સાહેબ તું ચાહે તે થાઓ. **સરદાર દીનદાર પર બરકરાર.**

પદ: બનાવીએ નવી રકમનો ધર્મી પાદશાહ.

*ફતેહમંદ.

૧૭ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈવઓચા અહુરા,
કથા મજ્દા જ્રેમ્ ચરાની હચા ક્ષ્મત્,
આસ્કેતીમ્ ક્ષ્માકાંમ્ હ્યત્ચા મોઈ ખ્યાત્ વાક્ષ્ અએષો,
સરોઈ બૂજ્યાઈ હઉર્વાતા અમેરેતાતા,
અવા માંથ્રા યે રાથેમો અષાત્ હચા.

**કરૂં કામ સરંજામ.** કરૂં કામ સરંજામ તારી મસલતથી. પઢાયલા યજ્ઞોની આરાધનથી થવાની એ કામની પાર પડામણી. માંથ્રવાણીના ભણતરીને બંદગી પુરી થતાં વેત આવી મળે છે આસમાની રક્ષા, સરદારી સુખ, અમરપણ. એવા ઇજતમંદને હસ્તક આવ્યું છે અર્દીબહેશ્ત અમશાસ્પંદના કાબુમાં હોતાં બહેશ્તમાં પહોંચવાનું ભોમ્યાપણું.

પદ: સદરા કુશ્તી પદાન બંધ આરાધન સાધન.

૧૮ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
કથા અષા તત્ મીઝ્દેમ્ હનાની,
દસા અસ્પાઓ અર્ષનવઈતીશ્ ઉશ્ત્રેમ્ચા,
હ્યત્ મોઇ મઝ્દા અપિવઈતી હઉર્વાતા,
અમેરેતાતા યથા હી તએઈબ્યો દાઓંઘ્હા.

**રાજ યજ્ઞારંભ.*** પાણીદાર ઉંચ કુળ ઘોડીએ અવતરેલા ઉડાણા પવનપંથા દશ ઘોડાને એક ઝડપું ઉંટ રાજ યજ્ઞ વિધિ સારૂં મને ક્યારે બક્ષાશે. તે યજ્ઞમાં નીરંગદીનની ક્રિયા પઢામણી થાય. તેને લીધે સઘળા પ્રકારની વિવિધ† સુખ શાંતતા અને ફોજી શત્રુ સામા વિજયીપણું મેળવાય. એ ગૂઢ‡ ક્રિયાનો વિષય મારામાં સર્વથા§ સમજાવો.

પદ: દશ સંખ્યાનો ખંડ મને સમજાવો.

---

*યજ્ઞની શરૂઆત †અનેક પ્રકારનું. ‡છુપી.
§બધી રીતે.

૧૯ તત્ થ્વા પેરેસા એરેશ્-મોઈ વઓચા અહુરા,
યસ્તત્ મીઝ્દેમ્ હનેન્તે નોઈત્ દાઈતી,
યે-ઈત્ અહ્માઈ એરેઝુખ્ધા ના દાઇતે,
કા-તેમ્ અહ્યા મઇનિશ્ અંઘહત્ પોઉરૂયે,
વીદ્વાઓ અવાંમ્ યા-ઈમ્ અંઘહત્ અપેમા,

**દેય તે લેય.** એ રાજ યજ્ઞની પૂર્ણાહુતિ* સમાપ્તિ થવે રળાયાં† ઉત્તમ ઈનામ. નથી ફરવાનું કે નથી ધારવાનું એ ઇનામ પરોપકારી પરમાર્થની પુષ્ટિમાં‡ પોતાનાં પુણ્ય પ્રયોજન ફળનો ફાળો ન આપનારને. દેય તે લેય. એ ધારો કુદ્રતના જન્મોત્સવ હીંગામથી વહ્યો આવે છે. ન આપનાર ધણીને તે વિષે વાકેફી રાખવી જરૂરી છે. તેનો યજ્ઞ યોગ અફળ જાય છે. ઉત્પાતીઉં§ ઉલટું ઉભું ઉંધાપણું ઉત્પન્નયું. તેથી મહાન ક્રિયાના બધાં બારીક બિંદુ સમાધાન ઉતારવાં સજાવાર છે.

પદ: દેય તે લેય ને લેય તે દેયજી.

---

*બલિદાનનો સમય. †મળ્યાં. ‡પોષણ; વધારો.
§તોફાની.

૨૦ ચિથેના મઝ્દા હુક્ષથ્રા દએવા આઓંઘહરે,
અત્ ઇત્ પેરેસા ચોઈ પિષ્યેઈન્તી અએઈબ્યો
કાંમ્,
યાઇશ્ ગાંમ્ કરપા ઉસિક્ષ્ચા અએષેમાઇ દાતા,
યાચા કવા આંન્મેને ઉરુદોયતા,
નોઇત્ હીમ્ મીઝેનૂ અષા વાસ્ત્રેમ્ ફ્રાદઈઘ્હે.

**દેવ પૂજારા ન સારા.** કદી કાલે દેવ પૂજારા સારા રાજકર્તા નિવડયા છે? જાણ્યું નથી શું વિપત્તિ વ્યાપક ગુસ્સાના દેવ એષ્માએ ક્યાની ટોળાં પર શું શું વેદના વિપત્તિ ગુજારી. છતે તેને પડખે રહી લડતા છે કરપ બહેરા, કીક આંધળા, ઉસીક લબાડ આશ્મોગ. એઓનાં ધાડાં ધાડ–પાડણીની જોરાવરીમાં મસ્ત બન્યાં છે. અષને પાક મુકામે ઇજાતા રાજયજ્ઞને બીજા યજ્ઞ અભડાવવામાં મથ્યા છે. તેઓ સીધે રસ્તે ઉતરે એમ માનવું મિથ્યા છે.

પદ: કીક કરપ ઉસીક મરો મરો.

ઉશ્તા અહ્માઈ યહ્માઈ ઉશ્તા કહ્માઇચીત્,
વસે-ક્ષયાંસ્ મજ઼્દાઓ દાયાત્ અહુરો,
ઉતયૂઈતી તેવીષી ગત્ તોઈ વસેમી,
અષેમ્ દેરેઘાઈ તત્ મોઈ દાઓ આર્મઇતી,
રાયો અષીશ્ વંઘેઉશ્ ગએમ્ મનંઘો.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

અષેમ વોહૂ ૩. તત્-થ્વા-પેરેસાંમ્ હાઈતીમ યજ઼્મઈદે. યેંઘે હાતાંમ્ આઅત્ યેસ્ને પઈતી વંઘો મજ઼્દાઓ અહુરો વએથા અષાત્ હચા યાઓંઘહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજ઼્મઇદે.

(હા ૪૫)

૧ અત્ ફ્રવક્ષ્યા નૂ ગૂષોદૂમ્ નૂ સ્રઓતા,
યએચા અસ્નાત્ યએચા દૂરાત્ ઇષથા,
નૂ ઇમ્ વીસ્પા ચિથ્રે જી મઝ્દાઓંઘ્હોદૂમ્,
નોઇત્ દઇાબતીમ્ દુશ્-સસ્તિશ્ અહૂમ્ મેરાંષ્યાત્,
અકા વરના દ્રેગ્વાઓ હિઝ્વાઓ આવેરેતો.

ઉઠાવું મારો પુકાર. ભણું બાપુકાર મિજલસમાં. સૌ જન સમજો માનો, નામો, પ્રણામો, ધ્યાનો. છો જે આવેલ અહીંથી. છો જે આવ્યા તહીંથી. પાસે આવેના નગર નિવાસીઓ અને ગામના ગામેતીઓ* ચિત્ત ચોડી મનમાં ઉતારો. સમાધાનીથી સાફ સાફ સિધ્ધો તોલ કરો. ચેતો કે પેલો જુઠો મદારી જાદુગર ગુરૂરો બીજી વાર તમને ફાંસમાં લઇને ફરીથી તમારી જીંદગીને પાપાંચમાં ન તાણી જાય. એકવાર તો તમે તેના હાથ પર બરબાદ થયા. તે પાપિયાએ બેશક તમને ડુબાડી દીધા કુનીતિના કુંડમાં.

પદ: નામો માનો પ્રણામો ધ્યાનો.

*કોટવાળ.

૨ અત્ ફ્રવક્ષ્યા અંઘ્હેઉશ્ મઈન્યૂ પોઉરૂયે,
યયાઓ સ્પન્યાઓ ઉઈતી મ્રવત્ યેમ્ અંગ્રેમ્,
નોઈત્ ના મનાઓ નોઈત્ સેંગ્હા નોઈત્ ખ્રતવો,
નએદા વરના નોઇત્ ઉખ્ધા નએદા ષ્યઓથના,
નોઈત્ દએનાઓ નોઈત્ ઉર્વાનો હચઇન્તે.

**સદા જુદાં.** બુલંદ અવાજે સમજાવીશ હું તમને. પ્રથમ નિપજ્યાં ખલકમાં બે જોડયાં મૂળાંશી ઉલટા સુલટી ધૃત્તનાં તત્ત્વો. એઓમાંનાં ઉદાર વૃત્તિ એક્કાં તત્ત્વે પોતા સામેના પાપી તંગ શૂન્યવત તત્વને ઉદ્દેશ્યું.* નથી મળતા આવતા આપણા વિચાર કે હેતુ નથી મળતી આપણી એકસાન† ચિત્તી નીતિ. નથી મળતા આપણા રસ્તા. નથી ઉતરતી આપણી પસંદગી એક સરખી. નથી રૂચતાં આપણુને એકમેકની બોલી કે કામ. નથી બેલાં આપણાં હૈયાં. છે સદા જુદાં.

પદ: સ ક‡ છે મિશ્ર તાય નિત્ય અલગ પ્રત્યેદ.

---

*કહ્યું †એકરૂપ. ‡સારાં અને ખરાબ.

૩ અત્ ફ્રવક્ષ્યા અંઘ્હેઉશ્ અહ્યા પોઉર્વીમ,
યા મોઈ વીદ્વાઓ મઝ્દાઓ વઓચત્ અહુરો,
યોઈ ઈમ્ વે નોઇત્ ઈથા માંથ્રેમ્ વરેષેન્તી,
યથા ઇમ્ મેનાઇચા વઓચચા,
અએઈબ્યો અંઘ્હેઉશ્ અવોઈ અંઘ્હત્ અપેમેમ્.

**નિચાણુતામાં પણ નિચી.** મહા જ્ઞાની સાહેબે અવલમાં દુનિયા રચતી વખતે સ્પષ્ટ કર્યું. પવિત્ર માંથ્રવાણીનો અમલ ન કરનાર જન નાતાબેદાર અ-આર્યમન ઠર્યો. તે **અમલ** જરથુશ્ત્રના જેવી સદ વિચારના વેગની રીતે થવો જોઇએ. ન કરનારનો ઠાર નિચાણુતામાં પણ નિચા ઉંડી ગારનાં કાળાં, ભારાં લીપટાણામાં.

પદઃ ભારાં પાપ કાળો આત્મા લીપટાણો.

૪ અત્ ફ્રવક્ષ્યા અંઘ્હેઉશ્ અહ્યા વહિશ્તેમ્,
અષાત્ હચા મજ઼્દા વએદા યે ઈમ્ દાત્,
પતરેમ્ વંઘ્હેઉશ્ વરેજ઼્યન્તો મનંઘ્હો,
અત્ હોઈ દુગેદા હુશ્યઓથના આર્મઇતિશ્,
નોઈત્ દિવ્જ઼ઇદ્યાઈ વીસ્પા-હિષસ્ અહુરો.

**ખુલ્લું પ્રગટ.** કહું છું તેથી ખુલ્લું પ્રગટ. જગતની શ્રેષ્ટ નુરાની જોજો કે સમાયલી છે અષના રોશનક તેજસ્વી આતશ પંથમાં. પ્રારંભથીજ અષની ઉમેદગી કરી છે અહુરા મજ઼દાએ. બીજાં તત્ત્વો પર સર્વોપરી કરાવી તેને તખ્તનશીનીમાં કાયમ. જાત મહેનતે રળી ખાનાર માજ઼દયસ્નાનો ઉપર અહુરમજ઼્દ છે બાપ સમાન નેકનામ કદરદાન મહેરબાન. સદ્ગુણી અંતકરણની સરદારણ સાહેબાણુ સ્પેંદાર્મદ તેમની પુત્રી. હૈયાનાં હેતથી તેમને ત્યાં શુભ કાજ કરનારી છે. ખુબ ખબર રાખે છે બધી રીતની ખબર નથી તેનેથી કશી પાંતીનું છુપું.

પદ: મનરે, પ્રગટ કિરણ, કર શુધ્ધ અંતકરણ;
શ્રા આગાહવંત, શંકામાં ના ગોટું ખા.

૫ અત્ ક્રુવક્ષ્યા હ્યત્ મોઈ અ્રઓત્ સ્પેન્તોતેમો,
વચે સ્રૂઇધ્યાઇ હ્યત્ મરેતએઈબ્યો વહિશ્તેમ્.
યોઈ મોઈ અહ્માઈ સેરઓષેમ્ દાંન્ ચયસ્ચા,
ઉપા-જિમેન્ હઉર્વાતા અમેરેતાતા,
વ઼ંઘ્હેઉશ્ મન્યેઉશ્ બ્યઓથનાઈશ્ મઝ઼્દાઓ
અહુરો.

કહી દીધાં. કહી દીધાં છે મેં તમને ખુદાનાં કહેલાં પ્રિય વચન. તે ગોખવાં તમારે. મનુષ્ય જાતનાં મૃત્યુ લોક માટે એ વચન સુખકર* છે. તેમને શરણે તમારાં ચિત્ત લાવી તમે ખુબ સાવધ રહો. પછી કરવું ખુદાનું છે તો તેથી તમને સુખ, તંદરોસ્તી અને ચિરકાળની† અમર યાદગીરી મળશે.

પદ: છે પ્રત્યેક ચીજની કલપી પ્રારંભમાં.

*સુખ ઉપજાવે એવું. †લાંબા વખત.

૬ અત્ ક્રવક્ષ્યા વીસ્પનાંમ્ મજ્દિસ્તેમ્,

સ્તવસ્ અષા યે હુદાઓ યોઈ હેન્તી,

સ્પેન્તા મઈન્યૂ સ્રઓતૂ મઝ્દાઓ અહુરો,

યેહ્યા વહ્મે વોહૂ ફ્રષી મનંઘહા,

અહ્યા ખ્રતૂ ફ્રો-માં સાસ્તૂ વહિશ્તા.

**સ્તુત્ય* કુનશની.** માઝ્દયસ્ની કરતબ્યો નામોમાં ઘણી સ્તુત્ય ગણાતી એક કુનશની હું તમને જણાતું છું. ગરીબા ગરજાઉને સખી દિલે દેજો દાન. બુલંદીની પણ બુલંદી પર હોતી દાદારની દરગાહમાં ચઢવા દેજો સુગંધી ખેરાતનો વધતો જતો પમરાટ. કેમકે ખુદાએ પણ મોટાં સખી દીલથી ઉતાર્યાં મારામાં દીન દાનેશનાં શુભાખીત ડહાપણ. દીનદાર લોકનાં ભલાં વાસ્તે. જુદદીનોના નાશ વાસ્તે.

પદ: કહો સખી દિલની બોલબાલા.

---

*સ્તુતિ કરવા લાયક.

**૭ યેહ્યા સવા ઇષાઓન્તી રાદંઘ્હો,**
**યોઈ-શ્ જ્વા આઓંઘ્હરેચા ક્ષ્વન્તિચા,**
**અમેરેતાઈતી અષાઉનો ઉર્વા અઓષો,**
**ઉતયૂતા યા નેરાંશ્ સાદ્રા દ્રેગ્વતો,**
**તાચા ક્ષથ્રા મઝ્દાઓ દાંમિશ અહુરો.**

**ફ્રવષી મૂળો.** લાજમ છે વિદ્યાધર આશ્રવનોને સાહેબના બક્ષેલા અગણિત ફાયદાઓ માટે શુકરાનાનો સેજ્દો અદા કરવો. આતશના કેબલા ઉત્તમ દ્રવ્યો હોમતે હોમતે. થયાં, થતાં, થવાનાં એવાં બધાં મૂળોની ફ્રવષીની યાદની સ્મરણાર્થ ભણતરમાં તેઓએ સ્થાપીત કરવી. એ મહાત્મ્યના મહિમામાં આશ્રવનોની ફ્રવષી સદા છે તત્પર. અણ-માનનાર જુદદીનની ફનાહકારીનાં દ્રષ્ટાંત પણ તીખટ* ટાણાટમાં તેઓ નોંધતાંજ છે. અહુરમજ્દ સાહેબની સમ આધારી હકુમતમાં એ ફરજો તેમને સર ચોંટી ચૂકી ચિરકાળ† ચોકસ.

પદ: ભણતર સ્મરણ નામ ગૃહણ.

*તીખું. †લાંબો વખત.

૮ તેમ્ ને સ્તઓતાઇશ્ નેમંઘહો આ વીવરેષો,
નૂ-જીત્ ચષ્મઈની વ્યાદરેસેમ્,
વંઘહેઉશ્ મન્યેઉશ્ ષ્યઓથનહ્યા ઉખ્ધખ્યાચા,
વીદુશ્ અષા યેમ્ મઝ્દાંમ્ અહુરેમ્,
અત્ હોઈ વહ્મેંગ્ દેમાને ગરો નિદામા.

**ભોગ આપીએ.** સારા ભોગ આપીએ, બંદગી પઢીએ. નમસ્કાર કરીએ. સાહેબ આગળ હાથ ઓળીએ. આધીન અધીનતાથી* આરાધન કરીએ. પૂજા પ્રયોગે તેમનાં સાક્ષાત† દર્શન પામવા જેટલા મુબારક ફ્રુલ નિવડીએ. સત્ય મનન, વચન, વર્તનનો જે મુખત્યાર માલેક છે. જે આતશ જોશની મદદથીજ આપણી નજરે આવે છે. અય જીવ! એ સાહેબની સ્તુતિની ઉઠાવ લલકારીને રણકારાની ધ્વની. અય ઓ રાગ! તું ગા, જા, ચઢ, પઢ આરાસ્તગીની રોનક મઢાયલા સરોદસ્તાની ગરોદેમાની ખુદાઇ દરગાહનાં બેશુમાર બુલંદીનાં મરતબાત્રાળાં મકાને.

પદ: ગા જા ચઢ પઢ જીવ વેર સવેણાં.

*તાબેદારી. †સ્પષ્ટ.

૯ તેમ્ ને વોહૂ મત્ મન઼ંઘહા ચિક્નુષો.
યે-ને ઉસેનૂ ચોરેત્ સ્પેન્ચા અસ્પેન્ચા,
મઝ્દાઓ ક્ષથ્રા વેરેજેન્યાઓ ધાત્ અહુરો,
પસૂશ્ વીરેંગ્ અહ્માકેંગ્ ફ્રદથાઇ આ,
વંઘેઉશ્ અષા હુઓજાંથ્વાત્ આ મનંઘ્હો.

**પુણ્યે ખીલે.** સંતોખો* ખુદાને ચોકખી મન શક્તિથી. પ્રફુલ્લિત† થાય છે પુણ્યથી ફૂલ કુદરત ખુશ ખુશાલીમાં ખીલી હરખાઇ. સંકોચાય છે સંકડામણમાં પાપથી હીણાઇ, રંજીદા થઇ. ફેલાવો પામો એ સાહેબની સલતનત ધર્તિ માયને કેળવી, ખીલવી આબાદીમાં લાવનાર જમીનદાર જાગીરદારોમાં. ફેલાવો તેવણની હકુમત વળી ગોસ્પંદોનાં ગોવાળાંના વણજારી વર્ગમાં. તપો તેમના પર અમર માજ્દયસ્ની દીનની છત્ર છાયા. બહમનની વિવેકી રેહણીવાળા થઇને આવે તેમનામાં અમીરી ખવાસ. થાય યોગ્ય ઉમરાવી ઉપમાની ઉંચી પદવી ધારણ કરવા.

પદ: ખુદા કુદરત ખુબ ખીલી ખુશાલીએ.

---

*સંતોષ આપો. †ખીલેલું.

૧૦ તેમ્ ને યસ્નાઈશ્ આર્મતોઈશ્ મિમદ્ઝો,
યે આંન્મેની મઝ્દાઓ સ્રાવી અહુરા,
હ્યત્ હોઈ અષા વોહુચા ચોઇશ્ત્ મનંઘ્હા,
ક્ષથ્રોઈ હોઈ હઉર્વાતા અમેરેતાતા,
અહ્માઈ સ્તોઈ દાંનૂ તેવીષી ઉતયૂઈતી.

**ગમનાચારાધિપતિ.*** મચો યશોગાને તેનું મહત્વ ચોકખા યજ્ઞમાં ગાવાને. છે તે ગમનાચારાધિપતિ ગતિ† પ્રગટીકરણ હીલક, ચાલક જીવણ શક્તિનો ખરો ખાવિંદ. સ મનશ્નીનું ધુમણ તેણેજ પોતાની પૂર્ણ પાક પરહેજગાર સ્વેચ્છાથી ચાલુ કર્યું. તાત્પર્યમાં‡ ચલાયમાન થયા સુલેહ અમરતાના વેગ.§ આશરો આપ્યો હમેશને માટે પવિત્ર આર્યન ભૂમને તેણે એ બે શક્તિઓથી.

પદઃ સ મન ધુમણ જીવન જન્મ ગત ગમન પ્રચાર.

---

*ચાલ અને રીતભાતનો ઉપરી. †અવસ્થા; દશા.
‡ધારણા. §ગતિ.

૧૧ યસ્તા દએવેંગ્ અપરો મષ્યાંસ્ચા,
તરે-માંસ્તા યોઇ ઇમ્ તરે-મન્યન્તા,
અન્યેંગ્ અશાત્ યે હોઈ અરેમ્ મન્યાતા,
સઓષ્યન્તો દેંગ્ પતોઇશ્ સ્પેન્તા દએના,
ઉર્વથો બરાતા પતા વા મઝ્દા અહુરા,

મિત્ર, બિરાદર, પિદર. દેવ દૈતના જુઠા જુદદીન માર્ગને માલમતામાં મેળનાર. તેવા માર્ગથી નોખા* પડી માઝ્દયસ્નાનોનો ઉધ્ધાર† કરનાર. અહુરમઝ્દના મોટા મઝ્હબને ચુસ્ત શ્રધ્ધાથી‡ માનનાર. એવા લોકનો છે ખુદા મિત્ર, બિરાદર, પિદર.

પદ: સાહેબ છોજી અમારા મિત્ર, બિરાદર, પિદર.

*જુદા. †મુક્તિ ‡વિશ્વાસ.

ઉશ્તા અહ્માઈ યહ્માઈ ઉશ્તા કહ્માઇચીત્,
વસે-ક્ષયાંસ્ મજ઼્દાઓ દાયાત્ અહુરો,
ઉતયૂઈતી તેવીષી ગત્ તોઈ વસેમી,
અષેમ્ દેરેઘાઈ તત્ મોઈ દાઓ આર્મઇતી,
રાયો અષીશ્ વંઘેઉશ્ ગએમ્ મનંઘો.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

અષેમ્ વોહૂ ૩. અત-ફ્રવક્ષ્યાંમ્ હાઈતીમ્ યજ઼્મઈદે. યેંઘે હાતાંમ્ આઅત્ યેસ્ને પઈતી વંઘો મજ઼્દાઓ અહુરો વએથા અષાત્ હચા યાઓંઘહાંસ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજ઼્મઇદે.

(હા ૪૬)

૧ કામ્ નેમોઇ જાંમ્ કુથ્રા નેમોઈ અયેની,
પઇરી ખ્એતેઉશ્ અઇર્યમનસ્ચા દદઈતી,
નોઇત્ મા ક્ષ્નાઉશ્ યા વેરેજેના હેચા,
નએદા દખ્યેઉશ્ યોઈ સાસ્તારો દ્રેગ્વન્તો,
કુથા થ્વા મજ્દા ક્ષ્નઓષાઇ અહુરા.

**હણું કઈ ધરણી.*** હણું કઇ ધરણી. જાઉં કેણી કોર. જાની મિત્રોને અતલગ રાજપુત્રોની ભરતી કરવા ખાતર. સંખ્યામાં છે શાગેર્દો કમતી. જમીનદાર ગામેતીઓ† લાયકાતમાં નથી પુરા. નથી દિલને દિલાસો કે નથી મનમાં સધ્યારો પ્રાંતના કુફ્ફર‡ હાકમોની ટક્કર ટકવામાં. નાઉમેદીના વમળમાં પડેલા મુંઝવણે નાખતા જંજાળી મામલા મધ્યે કેમ કરી પુરો સંતોખી§ શકીશ, રે મારા મનના પ્યારા અહુરા મજ્દા તને હું.

પદ: સંકટ કષ્ટ વેઠીત પ્રાણ હણે કઇ ધરણી.
પદ: આશ નિરાશ થઇ મન મારી શું હાલ બેહાલ તરમરીયાં.

*ભૂમિ. †કોટવાળ. ‡કાફર. §સંતોષ આપીશ.

૨ વએદા તત્ યા અહ્મી મજ્દા અનએષો,
મા કમ્નફ્ષ્વા હ્યત્ચા કમ્નાના અહ્મી,
ગેરેજોઈ તોઈ આ-ઈત્ અવએના અહુરા,
રફેધ્રેમ્ ચગ્વાઓ હ્યત્ ફ્રયો ફ્રયાઇ દઇદીત્,
આખ્સો વંઘ્હેઉશ્ અષા ઈશ્તીમ્ મનંઘ્હો.

**સ્વાર્થ રહિત* પુરૂષ.** છું સ્વાર્થ રહિત પર હિતાર્થી પુરૂષ હું તો. છે મને માલમ કે શી પયગમ્બરી કારેવાઇ માટે હું ઠેરવાયો છું. છો તો મારો ચેલો ટોળો ઓછો આછો. કમ છે મારા પાસે લાયકો. સાધનોની ગરજ ઘણી છે પડી. તેથી રે મારા પ્રાણના પ્યારા સાહેબ! નેક નેગાહથી નજર તારી તું પુગાડ તુરત મારા માર્યા ફરીયાદ પૂકાર પર. આશનાવ આપે દીલજાનીને તેવી મહેરબાન મદદ આપ સંકટ સમયમાં તું. આતશી પંથની નૂરાનીની ઉછેરણી, ખીલવણી, વધારણી ખાતર મારા મનમાં ઉતાર તું બહમનની મન સમાધાનીનો સંજોગ.

પદઃ રે ગાભરાં દિલ સમાધાન થા.

*વગરનો.

૩ કદા મઝ્દા ચોઈ ઉક્ષાનો અસ્નાંમ્,
અંઘ્હેઉશ્ દરેથ્રાઈ ફ્રો અષહ્યા ફ્રારેન્તે,
વેરેજ઼્દાઇશ્ સેંગ્હાઇશ્ સઓષ્યન્તાંમ્ ખ્રતવો,
કએઇબ્યો ઊથાઈ વોહૂ જિમત્ મનંઘ્હા,
મઇબ્યો થ્વા સાંસ્તાઈ વેરેને અહુરા.

**એલમની જૂમ.*** એલમની જૂમવાળાં માઝ્દયસ્નાન પંડિતના ઝુમખા ક્યારે મારે ત્યાં આવી મળશે ધસી ધામી. ધુંધવામાં જુદદીન ટોળાંની સંફ ફાંસી ફોડી ફાડી ક્યારે તેઓ ફત્તેહમાં ફાવી ફડકાવશે બુલંદ ઉઠાવેલા ઝુંડા. આતશ પંથની બિલકુલ બલિહારીના બાગ બસંતિ બહારમાં ક્યારે ફેલાવશે. અણ-ફીસબી ચોંટાલામાંથી છુટો પાડીને પાકી ગોઠવણીનો સખત કરડો પાદશાહી શહેરેવરી બંદોબસ્ત ક્યારે કરશે. પયગમ્બરે શરૂ કરેલી કોશીશને ક્યારે પમાડશે પરિપૂર્ણતા.† કેબલેએ આલમ ખુદા સાહેબનાં ગુરુત્વ સખુનોથી શણગરાયલા ગેબી પાઠ ક્યારે શિખવી રહેશે. ક્યારે ધાશે પયગમ્બર તેમની પુષ્ટિમાં ઝટ. ભેદી ખુદાની બાબતો ઉપર કાબુ ધરાવતા સાહેબ તારી પિછાનત પર મારી એ વિષેની આરજુમંદી છોડું છું.

પદ: બિલકુલ બલિહારી બગીચા બહાર બધેબધ.

---

*ઉત્સાહ. †સંપૂર્ણતા

૪ અત્ તેંગ્ દ્રેગ્વાઓ મેંગ્ અષહ્યા વજ્દ્રેંગ્ પાત્,
ગાઓ ફ્રોરેતોઇશ્ પોઇથ્રહ્યા વા દખ્યેઉશ્ વા,
દુજ્જોબાઓ હાંસ્ ખાઇશ્ બ્યઓથનાઇશ્
અહેમુસ્તો,
યસ્તેમ્ ક્ષથ્રાત્ માંજ્દા મોઇથિત્ જયાતેઉશ્ વા,
હવો તેંગ્ ફ્રો-ગાઓ પથ્મેંગ્ હુચિસ્તોઇશ્
ચરાત્.

બુરા સુખા. રસ્તે શેરીએ મારાં લોકને રોકીને નાતરસ દીન દુશ્મન દુષ્ટો આતશ પંથનો વધતો જતો દરજ્જો હીણી હરકતે હરાવવા મંડ્યા છે. જમીનદારોમાં તેમજ પ્રાંતિક શહેરી કસ્બાના વસવાતીઓમાં. ભુંડા આચરણના છે તેઓ આદર સત્કાર કરનાર ઉપાસક. રૈયતને તેઓએ દગાવીજ. જુલમ તો ગુજારવોજ. મારા પ્રમાણિક દીનદારોને પોતાની હદમાંથી ફટકાવી કાઢે છે અગર જીવથી મારે છે. તરકટીઓ અમારી ફકા કરે છે કે કયાની ટોળાનું ભલું શી રવેશે કરવું તે તેમને સારી માફક આવડે છે.

પદ : ગુજારે જુલમ જાલેમ ધણેએ.

૫ યે વા ક્ષયાંસ્ અદાંસ્ દ્રીતા અયન્તેમ્,
ઉર્વાતોઇશ્ વા હુજેન્તુશ્ મિથ્રોઇબ્યો વા,
રષ્ના જ્વાંસ્ યે અષવા દ્રેગ્વન્તેમ્,
વીચિરો હાંસ્ તત્ ફ્રો ખ્એતવે સુયાત્,
ઉઝૂઇથ્યોઇ ઇમ્ મઝ્દા ખ્રૂન્યાત્ અહુરા.

**બળવાખોર કચડાયા.** શીકસ્ત ખાધેલા તુટેલા શત્રુને માઝ્દયસ્નાન પાદશાહ નથી કદી આશરો આપતો. તેમાં તો તે પોતાની ફરજ અદલ અને સ્તુત્યસ્તપણે અદા કરે છે. પોતાની દીન સામા થનાર દુશ્મન માર્યા ધકેલાએ જુદા હડસેલી દેય છે. પછી પેલો ચુગલ ચાડિયો પોતાના અધર્મી મુરબ્બી પાદશાહના કાન ભંભેરી શેખાયત કરે છે. દીનદારાંના શાહનાના યારાંના સાહેબાના મહેરબાન સુલતાના માઝ્દયસ્નાન પાદશાહ જરાએ એવી ગીબતને ગણકારતો નથી. પછી ગમે એટલો જગાવે ફિતનો પેલો નિંદાખોર. વિઘ્નના વિનાશક* ખુદા સાહેબ. તું તો નાખશેજ કચડી એ બળવાખોરોને.

પદ: દીનદાર જ્યાં દીન દુશ્મન ત્યાં.

---

*નાશ કરનાર.

૬ અત્ યસ્તેમ્ નોઈત્ ના ઇસેમ્નો આયાત્,
દ્રૂજો હ્વૂો દામાંનૂ હઈથ્યા ગાત્,
હ્વો જી દ્રેગ્વાઓ યે દ્રેગ્વાઇતે વહિસ્તો.
હ્વો અષવા યહ્માઈ અષવા ફ્રૂયો,
હ્યત્ દએનાઓ પઓઉર્ઊયાઓ દાઓ અહુરા.

**ઊંડા ખોહ.** જંગનો ઝુંડો ઉઠાવનાર નવા દીનદાર તખ્તનશીન પાદશાહની જેહનાતમાં તાબેદારીની કમર બાંધવામાં કસર કરનાર શખ્સ જરૂર હોમાવાનો મક્કરબાજ દરૂજ દેવીના ઉંડા ખોહમાં. ટાંપેલી તો છેજ એ દૈત્યન શિકારને વિપત્તિની વિટંબણામાં* વીંટાલવા સત્ય ધર્માધારી, પરમેશ્વર પૂજારી પાદશાહ એ પાપીણીની સામા થઇ ભયંકર ચિત્તે ઘાણ કાઢશે તેનો. ભલી દીનના શ્રધ્ધાળુ† લોકને ગણશે એ પાદશાહ પોતાના ઇષ્ટ મિત્ર જેવા એક સરખી પ્રાંતના. એ નિયમો પડયા છે પઓઇર્યોદકેશીને વખતના. જ્યારે જગકર્તાએ સર્વે આત્મીક ફ્રવષીઓની આકૃતિના ઘડયા ઘાટ.

પદઃ એવક્કા ગરક ગયો, નર્ક ઉંડાણે, નિદાન‡ નિચાણે.

---

*દુઃખ. †વિશ્વાસુ. ‡છેવટે.

**૭ કેમ્-ના મજ્દા મવઇતે પાયૂમ્ દદાત્,**

**હ્યત્ મા દ્રેગ્વાઓ દીદરેષતા અએનંઘહે,**

**અન્યેમ્ થ્વહ્માત્ આથ્રસ્ચા મનંઘહસ્ચા,**

**યયાઓ શ્યઓથનાઇશ્ અષેમ્ થ્રઓશ્તા**
**અહુરા,**

**તાંમ્ મોઈ દાંસ્ત્વાંમ્ દએનયાઈ ફ્રાવઓચા.**

**સર્વોત્તમ મજ્દા સાહેબ.** ઉંધા જુદ્દીન કેટલા કકડાઉ ખુની ખ્યોન્યા કિનો લેવાના વળગેલા વળગાડમાં મારા અને મારાવાળાઓ ઉપર અમે આતશી કેબલા સનમુખ સમાધમાં બેઠા હોતામાં આવે ધસી તે પ્રસંગે જે બે પોતાવતપણાંવાળી શક્તિઓ દીનના જ્ઞાનની શ્રેષ્ટતા પ્રસિધ્ધ કરે તો એ બન્ને શિવાય કોણ કશી આતશ યોગી અને મનવેગી સંહારક, સંસકાર બાણ પ્રવાહો.

૮ યે વા મોઈ યાઓ ગએથાઓ દજ઼્દે અએનંઘ્હે,
નોઈત્ અહ્યા-મા આથ્રિશ્ બ્યએોથનાઈશ્
ફ્રોસ્યાત્,
પઈત્યએોગેત્ તા અહ્માઇ જસોઈત્ દ્વએષંઘ્હા,
તન્વેમ્ આ યા ઈમ્ હુજ્યાતોઈશ્ પાયાત્,
નોઇત્ દુજ઼જ્યાતોઇશ્ કાચીત્ મજ઼્દા
દ્વએષંઘ્હા.

**વસિયત.** આતશ કેબલા સનમુખ હું એકચિત્ત બંદગી કરતો હોઉં તે વખતે મને ન નજર પડતો એ ખુની મારૂં ધ્યાન ચુકવે. પ્રતિજ્ઞા* તેણે કરી છે મેં અભિષેક કરેલી† અષ સંસ્થાઓને એમ દરૂજને તાબે આપી ખુનમાં ડુબાડવાની. પાપી સળગી જઇ કીધાં કરતુકની સજા પામવાનો. પોતા ઉપર ઉપજાવેલા તિરસ્કારનું ફળ ચાખવાનો. મા ઉતરજો રે ખુદા એવો કશો કહેર ભલા દીનદારો પર. એ બુરાના ભોગ થતાં તેઓ પાછા પડજો.

પદઃ સંહારક વીજળી પ્રગટશે તસબીમાંથી.

---

*સોગંદ. †સ્થાપેલી.

૯ કે હુવો યે-મા અરેદ્રો ચોઇથત્ પોઉરૂયો,
યથા થ્વા જેંવીશ્તીમ્ ઉજેંમોહી,
બ્યઓથનોઈ સ્પેન્તેમ્ અહુરેમ્ અષવનેમ્,
યા-તોઈ અષા યા અષાઈ ગેઉશ્ તષા ગ્રઓત્,
ઇષેન્તી મા તા તોઈ વોહૂ મનંઘહા.

**હોય કોઈ લાલ.** એવે વખતે નિકળશે એવો કોઈ ખુદાનો લાલ કે મારે ખાતર મારા સંપ્રદાયની પોસ્તેપનાહી કરે? છુટે હાથે મદદ કરવા ઉલટથી મથે. તો પછી તેવાની સરદારી હેઠળ બધા સર્વે ભેગાં બળથી ખુદાની હેશાનમંદીની ધુનમાં લીન થઇ તેની તારીફમાં બંદગી લલકારતાજ જશે. કેટલો કરશે તુષ્ટમાન* તે સાહેબને આતશ પાત્ર સનમુખ કરેલાં ક્રિયા કામથી. ખુદાનાં પેદા કરેલાં મંત્રોક્ત† શબ્દોચારી.‡ સરોદ લલકારી ભણ્યાં ગણ્યાં ગાયાં ગાયનોથી. સ્વચ્છ મને શોધનાર પવિત્ર સાધ§ પુરૂષનેજ એ વસ્તુ વાનાં કલ્યાણકારક તથાસ્તુ.||

પદઃ હક અલેકનાં લલકાર્યાં ગજલ લેહરયાં.

*સંતોષ પામેલું. †મંત્રો બોલવાં. ‡શબ્દો બોલી.
§સાધુ. ||તેમ થાઓ.

૧૦ યે વા મોઈ ના ગેના વા મજ઼્દા અહુરા,
દાયાત્ અંધ્હેઉશ્ યા–તૂ વોઈસ્તા વહિશ્તા,
અષીમ્ અષાઈ વોહૂ ક્ષથ્રેમ્ મનંઘ્હા,
યાંસ્ચા હક્ષાઈ ક્ષ્માવતાંમ્ વહ્માઇ આ,
ફ્રો–તાઇશ્ વીસ્પાઇશ્ ચિન્વતો ફ્રફ્રા પેરેતૂમ્.

**પરીક્ષક પૂલ.** એવાં બી છે મરદ યા ઓરત. આપી દીધી તેઓએ બનામે ખુદા જીંદગીમાં જમાયલી જીવિત જોર વસ્તુ. પવિત્રાઇનો પરતો* મેળવવા કાજે પરહેજગારોથીજ એવાં મહા પ્રમાણાં વાનાં અપાય છે. સબબ તે લોકે વિષય વિકાર† વૃત્તિનો‡ સારાં મનથી કાબુ કર્યો છે. સૂરીલા કંઠે તારી તારીફ ગાવા એવા લોકનેજ હું આગળ પાડી પછી બેધડક તારી પાસે તેઓ સહિત ચાલી આવું. ખરૂં ખોટું તારવી કાઢનાર ધારણ ધારી સૂક્ષ્મો વિખુટાં કરનાર ચિનવદ પૂલ ઉપરથી.

પદ: ખરો પરીક્ષક છે ચિનવદ પૂલજી.

---

*પ્રતાપ. †ખરાબ ઇચ્છા. ‡નિષ્ઠા.

૧૧ ક્ષથ્રાઇશ્ યૂજેનૂ કરપનો કાવયસ્ચા,
અકાઇશ્ ષ્યઓથનાઇશ્ અહૂમ્ મેરેન્ગેઇદ્યાઈ
મષીમ્,
યેંગ્ ખ઼ે ઉર્વા ખ઼એચા ખ઼્રઓદત્ દએના,
હ્યત્ અઇબી-ગેમેનૂ યથ્રા ચિન્વતો પેરેતુશ્,
યવોઈ વીસ્પાઈ દ્રૂજો દેમાનાઈ અસ્તયો.

**પાપીનો પ્રેજ.** કરપન અને કવી લોકે જખુન કુકર્મો કરી કસદ કીધો છે ઇનસાનોની સારી જીંદગીનો નાશ કરવા. એવી મકસદથી કરી છે એકત્રતા તેઓએ બદજાત હાકેમો સાથે. દુષ્ટતાથી કાળા પડી પાપને ભારે લધાયલા તેમના પ્રાણ તીણી ધારાળા ચિનવદ પૂલને પાવડે ધ્રુજતાં દિલે ચઢશે. ટંટોસ્તાં, ઠોકરાતાં તેમની પલીત કાયા કારમી ચિચાડી પાડશે. ચીસ પાડતેનેજ ગગડી જશે દરૂજ દેવીનાં ઉંડાણ હેઠાણમાં ચૂસણ શક્તિથી સોસાઇ, આકર્ષાઇ જઇને. ડુબી ડોવાઇને સડશે છેકના છેડા લગી.

૫૬: ચૂસાય કારમી કાયા પાડી ચીસ પછી ખોહમાં ખોવાય.

૧૨ હ્યત્ ઉસ્ અષા નપ્ત્યએષૂ નફ્ષુચા,
તૂરહ્યા ઉજ્જેન્ ફ્ર્યાનહ્યા અઓજ્યએષૂ,
આર્મતોઇશ્ ગએથાઓ ફ્રાદો થ્વક્ષંઘ્હા,
અત્ ઈશ્ વોહૂ હેમ્ અઇબી-મોઇસ્ત્ મનંઘ્હા,
અએઇબ્યો રફેદ્રાઈ મઝ્દાઓ સસ્તે અહુરો.

**નવું ચલાણ.** મારા અતલગ ખેશી, રાજવંશી વર્ગમાં તેમજ બીજી બધી જ્ઞાતમાં ઉત્તમ લેખાતા ફ્રીયાન નામના ટોળામાં અવતરશે નામીચો નૂરી નર. ત્યારે થશે પવિત્ર અંતકરણ ઘડનારી સુઘડતાની સરદારણ આર્મઇતીનાં સંસ્થાનોનું સુધારા વધારામાં પુષ્કળ પૂર્ણતા પામતું. પાકીના પાવમેહલની રૂડી રૂઢી ને નેક નિષ્ઠિત ખસલતોનું જોર દીનદારોમાં નિશ્ચય ઘણું ઉતરશે. તમામયત વખતે માઝ્દયસ્ની દીનદારી અર્થે અહુરમઝ્દ સાહેબનો અંશ ધર્મીઓ સાથે એક તારો થશે. કૃપાળુ દયાળુતાથી ખુદા હુકમ ફરમાવશે દુનિયાનાં ભલાં કાજે ફરેસ્તાઇ હાલતમાં મુકરર કરવા.

પદઃ પાવમેહલની ખાલેસ ખસલત.

૧૩ યે સ્પિતામેમ્ જરથુશ્ત્રેમ્ રાદંઘહા,
મરેતએષૂ ક્ષ્નાઉશ્ હુવો-ના ફેરસ્રૂઈધ્યાઈ
એરેદ્વો,
અત્ હોઈ મજ્દાઓ અહૂમ્ દદાત્ અહુરો,
અહ્માઇ ગએથાઓ વોહૂ ફ્રાદત્ મનંઘહા,
તેમ્ વે અષા મેહ્મઈદી હુશહખાઈમ્.

**પ્રસન્નતા ખેંચવી.** ઘટે છે જરથુશ્ત્રની પ્રસન્નતા ખેંચનારને કે કિમતી તોફા નજર સારૂં ધરાવે. હાજરીમાં તાબેદારીથી અને ઇંતેજારીથી ખડો રહી તેના નાદર બોધ સમજવાની પોતાની લાયકાત સાબેત કરે. તેણે દરૂસ્ત પોતાની જીંદગીનું સાર્થક સફળ કર્યું. સબકની ચમક સમજવાને લીધે તેનું મન ભલાપણાં ભેળું ભેળવાયું. એટલું બધું એ કામમાં મચ્યું કે માઝદયસ્નાન દીનના સંપ્રદાયને પૂર્ણ સુધારાનાં મથાળાં પર ચઢાવવાની હોંશમાં તે રાત દીન મન મગ્નતાની મથને મચી મંડ્યો.

૫૬: મન મગ્નતા મથને મંડ્યો.

૧૪ જરથુશ્ત્રા કસ્તે અષવા ઉર્વથો,
મજોઈ મગાઈ કે વા ફેરસ્રૂઈધાઈ વશ્તી,
અત્ હુવો કવા વીશ્તાશ્પો યાહી,
યેંગ્સ્તૂ મજ્દા હદેમોઇ મિનશ્ અહુરા,
તેંગ્ જ્બયા વંઘેહેઉશ્ ઉખ્ધાઇશ્ મનંઘેહો.

**વીશ્તારપનું બેહેશ્ત.** જરથુશ્ત્રના મોબેદી વર્ગમાં સાચો મિત્ર હોતો શખસ પહોંચ્યો મહા મથવનને મરતબે. દીક્ષા* સાંભળવામાં છે તે ઘણો જિજ્ઞાસુ. એઓની સંફમાં યજ્ઞ રક્ષક તરીકે છે પહેલવાનદાર બાજુનો ધરાવનાર કયાની પાદશાહ ગુશ્તાસ્પ. ગુલચમનના ગજરા ગુંથેલા જેવા બેહેશ્તના દર્શન કરવાની ખાહેશ એને મન ઉભી થઇ છે. એ પોતાની નેક મુરાદમાં ફાવશે. સ્વચ્છ બંદગી તેને માટે હું કરીશ. તને તેડવાના કલામોની ધ્વનિ ધમધમાવી તને હુંકારીશ અને મુરાદ માગીશ.

પદ: રે અમસાજી તારૂં ઉગારૂં શી રવેશ તુંજી.
મારૂં નિવારૂં જડતા મન મુંઢતા હુંજી.
ગુલચમનના ગુંથું ગજરા ગાતે ગાતેજી.

*શિખામણ.

૧૫ હુએચત્-અસ્પા વક્ષ્યા વે સ્પિતમાઓંઘ્હો,
હ્યત્ દાથેંગ્ વીચયથા અદાથાંસ્ચા,
તાઇશ્ ચૂશ્ ખ્યઓથનાઇશ્,
અષેમ્ ક્ષ્મઇબ્યા દદુચે,
યાઇશ્ દાતાઇશ્ પઓઉરૂયાઇશ્ અહુરહ્યા.

રવા ના રવા. હુએચતસ્પિ સ્પીતમ ખાનદાનના મારા ખેશાવંદીઓ. રવા તથા ના રવા નિરખી* નોખું† કરવાના નિયમ તમને ખબર છે પ્રથગથીજ પ્રત્યેક. આતશ રક્ષકનો હક જાથુકનો મેળવવાને તમે પુરતા લાયક છો. તે તમને સ્વાધીન કરૂં છું. આપણા પૂર્વજોના‡ કદીમ વખતથી ચાલતા આવેલા પોર્યોદકેશી ધારાની રસમ પ્રમાણેની એ વિષેની ફરજો તમારે સ્વતંત્રપણે અદા કરવી.

પદ: સ્પીતમાઓ ખુબ જોર મારો.

*તપાસતું. †જુદું. ‡વડવાઓ.

૧૯ ફ્રેરપચેઓશ્ત્રા અથા-તૂ અરેદ્રાઇશ્ ઇદી,
હ્વો-ગ્વા તાઇશ્ યેંગ્ ઉસ્વહી ઉશ્તા-સ્તોઇ,
યથા અષા હચઇતે આર્મઇતિશ્,
યથા વંઘ્હેઉશ્ મનંઘ્હો ઇશ્તા ક્ષથ્રેમ્,
યથા મઝ્દાઓ વરેદેમાંમ્ ષએઇતી અહુરો.

**આર્યન ઈરાન.** અહીં આવ ફ્રષોશ્ત્ર લઇ આવ તારી સાથના તારા મોટાં મનના મહાત્મા મોબેદોના મદદગાર સંઘને. મનસુબામાં આપણે એક છઇએ કે આર્ય દેશ ઇરાનને મોક્ષ મુક્તિએ પુગાડીએ. અત્રે માયાળુ પ્રીતિ વેહનારી તથા અંતકરણ નિખારનારી પવિત્ર આર્મઇતી અષના જોશ સાથે સહ પ્રેમ વસે છે. અત્રે ધર્મ ચક્રવર્તી* શેહેરેવરનો બંદોબસ્ત બહમનના શુભ વિચાર સાથે જડ ઘાલી મંજબુત થયો છે. એવી નામાંકિત સલતનતમાં બિરાજે છે અહુરમજ્દ પૂર નૂરની તવાનાઇ દાનાઇમાં.

પદ: નૈયત છે જો તું ને હુંની એક.

*રાજસત્તા ભોગવનાર.

**૧૭ યથા વે અષ્ઠ્માની સેંગ્હાની,**
**નોઈત્ અનશ્ઠ્માંમ્ દે-જામાસ્પા હ્વો-ગ્વા,**
**હદા વેસ્તા વહ્મેંગ્ સેરઓષા રાદંઘ્હો,**
**યે વીચિનઓત્ દાથેમ્ચા અદાથેમ્ચા,**
**દંગ્રા મન્તૂ અષા મઝ્દાઓ અહુરો.**

**સુગંધી હોમણ.** ભોગ કર્મનાં સારાં વાનાંમાંથી ખરાબ વસ્તુ વિણાઇને આઘી થાય છે. સુગંધી મઘમઘતો **પમરાટજ** અહુરમજ્દ કને જવા પામે છે. જામાસ્પ હજુબ. ગા તું ફુલેરયા ગજરા જેવી નાદર બંદગી સુ વાનાંના હોમણ કરતે કરતે છંદમાં તાબેદારીથી, રોનકદારીથી, હુશિયારીથી, ફરમાનબરદારીથી, ખબરદારીથી. આતશને નજદીક જતો જતાં. ચપળતા ચોંટાડી, ચિત્ત ચાંપી ચીલો ચઢાવી ચકચુર એકાગ્ર ધ્યાને. ચમત્કારિક અષના ઉપર ખુદાની વરસેલી અચંબીત ખુબીને મારે કશીબી નજીસાત બાધક છે.

પદ : રોનકદારીથી તાબેદારીથી ખબરદારીથી.

૧૮ યે મઇઝ્યા યઓશ્ અહ્માઇ અસ્ચીત્ વહિશ્તા,
મશ્યાઓ ઇશ્તોઇશ્ વોહૂ ચોઇષેમ્ મનંઘહા,
આંસ્તેંગ્ અહ્માઇ યે નાઓ આંસ્તાઇ દઈદીતા,
મઝ્દા અષા ક્ષ્માકેમ્ વારેમ્ ક્ષ્નઓષેમ્નો,
તત્ મોઈ ખ્રતેઉશ્ મનંઘહસ્ચા વીચિશ્રેમ્.

**દુર્ગંધી હોમણ.** સર્વે શક્તિવંત સાહેબે મને નિમ્યો પયગમ્બરને પદે. તે આતશ નજદીક ઇજતી વખતે સુગંધી ઝોહરેનો* પમરાટ પાંથરવા ભલે દિલે અને મોકળે મને. એવી નેકીમાં કસર કરી ખલલ નાખનાર દુરવંદ જુદદીનને આતશ પર કષ્ટ કરનાર જુલમી લેખીને આગે સંહારનારા† અચૂક શ્રાપનાં બાણ હું છોડીશ. સુ વાનાંના હદીયાની નવાજેશ એનાયત થવાના હેતુથી ખુદા અને અર્દીબહેશ્ત વિષેથી હું એમજ વરતીશ. ફરક દેખાડનાર આ મારો તફાવત તમારી સમજમાં મક્કમ ઠેરવજો.

પદઃ કર દૂર દૂર દુર્ગંધી નેક નૂરી આતશથી.

*બલિદાન. †નાશ કરનાર.

**૧૯ યે-મોઈ અષાત્ હઇથીમ્ હચા વરેષઈતી,**
**જરથુશ્ત્રાઈ હ્યત્ વસ્ના ફ્રેરષોતેમેમ્,**
**અહ્માઈ મીઝ્દેમ્ હનેન્તે પરાહૂમ્,**
**મને-વિસ્તાઈશ્ મત્ વીસ્પાઈશ્ ગાવા અઝી,**
**તાચીત્ મોઇ સાંસ્ ત્વેમ્ મઝ્દા વએદિશ્તો.**

**કરણીની કેરદાર.** અષની ફરમાનબરદારી ઉઠાવનારો મારો મન ગમતો છે. કામ કર્યું તેણે મારી ઇચ્છાનુસાર. અસાર* સંસારની તેની શારીરિક જીંદગીની શુભ કરણીની બને છે આત્મિક સુંદર ખુબસુરત કેરદાર કૃત્યા. તેના સુખ સારૂં તે કેરદાર હમેશ રોકાયલી ગુંતાયલી રહે છે. કયાની કાવ્યાની ઓલાદનાં સર્વેને એ નિયમ લાગુ પડે છે. ગગનમાં થયલા ખુદાઇ શબ્દના ગુપ્ત કલામ મારા દીક્ષિત† સબકો ઉતરો તરત સમજદારોનાં મનમાં.

પદ: ફુલે પમરતી સુંદર નવજવાન કેરદાર.

*સાર વગરનું. †શિખામણવાળા.

ઉશ્તા અહ્માઈ યહ્માઈ ઉશ્તા કહ્માઇચીત્,
વસે–ક્ષયાંસ્ મઝ્દાઓ દાયાત્ અહુરે,
ઉતયૂઈતી તેવીષી ગત્ તોઈ વસેમી,
અષેમ્ દેરેઘાઈ તત્ મોઈ દાઓ આર્મઇતી,
રાયો અષીશ્ વંઘેઉશ્ ગએમ્ મનંઘહો.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

અષેમ્ વોહૂ ૩. ફ્રસ્નનમએજ઼ાંમ્ હાઈતીમ્ યજ઼મઇદે. ઉશ્તવઈતીમ્ ગાથાંમ્ અષ-ઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે. ઉશ્ત-વઈત્યાઓ ગાથયાઓ હન્દાતા યજ઼મઈદે. યેંઘહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઈતી વંઘહો મઝ્દાઓ અહુરો વએથા અષાત્ હચા યાઓંઘહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજ઼મઇદે.

(બાજમાં પઢે) અહુરમઝ્દ ખોદાએ, અવઝૂનીએ મર્દુમ્, મર્દુમ્ સર્દગાંન્ હમા સર્દગાંન્ હમ્બાયસ્તે વેહાંન્, ઓએમ્ બેહેદીન્ માંઝ્દયસ્નાંન્ આગહી આસ્તવાની નેકી રસાનદ્; અએદૂન્ બાદ્. (પ્રગટ પઢે) યથા અહૂ વઈર્યો ૨.

યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઓજસ્ચ જ઼વરેચ આફ્રીનામિ, અહુરહે મઝ્દાઓ રએવતો ખરેનંઘઉહતો, અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઓનિબ્યો, અહુન-વઈત્યાઓ ગાથયાઓ, ઉશ્તવઈત્યાઓ ગાથયાઓ, સ્પેન્તા-મઈન્યેઉશ્ ગાથયાઓ, વોહુ-ક્ષથ્રયાઓ ગાથયાઓ, વહિશ્તોઈશ્તોઈશ્ ગાથયાઓ, અષઓનામ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઈવિથૂરનાંમ્, પઓઈર્યો-ટ્કએષનાંમ્ ફ્રવષિનાંમ્, નબાનઝ્-દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્. અષેમ્ વોહૂ ૧. અહ્માઈ રએશ્ચ; હઝંઘ્રેમ્; જસ મે અવંઘહે મઝ્દ; કેર્ફેહ્ મોઝ્દ.

# સ્પેન્તોમદ ગાથા

ક્ષ્નઓથ્ર અહુરહે મજ઼્દાઓ. અષેમ્ વોહૂ ૧.

૫ નામે યજ઼્દાંનૂ અહુરમજ઼્દ ખોદાએ અવજ઼ૂની, ગોરૂજ઼ે ખોરેહ અવજ઼ાયાદ્; ગેહ ગાથાઅ્યો અહુનવદ્ ગેહ, ઓશ્તવદ્ ગેહ, સ્પેન્તો-મદ્ ગેહ, વોહૂ-ક્ષથ્ર ગેહ, વહિશ્તોઇશ્ત્ ગેહ, ગેહ ગાથાઅ્યો, અર્દાફ્રવશ્ બેરસાદ. અજ઼્ હમા ગુનાહ પતેત્ પશેમાનુમ્; અજ઼્ હર્વસ્તીન્ દુશ્મત દુજ઼ૂખ્ત દુજ઼્વરશ્ત, મેમ્ ૫ ગેતી મનીદ્, ઑએમ્ ગોફ્ત્, ઑએમ્ કર્દ, ઑએમ્ જસ્ત્, ઑએમ્ બૂન્ બૂદ્ એસ્તેદ્. અજ઼્ આંન્ ગુનાહ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાંની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ્ પશેમાન્ ૫ સે ગવશ્ની ૫ પતેત્ હોમ્. ક્ષ્નઓથ્ર અહુરહે મજ઼્દાઓ, તરોઇદીતે અ`ગ્રહે મઇન્યેઉશ્; હઇથ્યા વર્શ્તામ્ હ્યત્ વસ્ના ફ્રષોતેમેમ્; સ્તઓમિ અષેમ્. અષેમ્ વોહૂ ૩.

ફ્રવરાને મજ઼્દયસ્નો જ઼્રથુશ્ત્રિશ્ વીદએવો અહુર-ત્કએષો (જે ગેહ હોએ તે પઢે) ફ્રસસ્તયએચ.

અહુરહે મજ઼્દાઓ રએવતો ખ઼રેનંઘઉહતો, અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઓનિબ્યો, અહુનવઈત્યાઓ ગાથયાઓ, ઉશતવઈત્યાઓ ગાથયાઓ, સ્પેન્તા-મઇન્યેઉશ્ ગાથયાઓ, વોહુ-ક્ષથ્રયાઓ ગાથયાઓ, વહિશ્તોઇશ્તોઇશ્ ગાથયાઓ, અષઓનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્, પઓઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ, નબાનજ઼્દિશ્તનાંમ ફ્રવષિનાંમ્, ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. યથા અહૂ વઇર્યો જ઼ઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ.

અહુરેમ્ મજ઼્દાંમ્ રએવન્તેમ્ ખ઼રેનંઘઉહન્તેમ્ યજ઼મઇદે; અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્હો યજ઼મઇદે. ગાથાઓ સ્પેન્તાઓ રતુક્ષથ્રાઓ

અષઓનીશ્ યજ્મઇદે; અહુનવઈતીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ્મઇદે; ઉશ્તવઈતીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ્મઇદે; સ્પેન્તા-મઈન્યૂમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ્મઇદે; વોહુ-ક્ષથ્રાંમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ્મઇદે; વહિશ્તોઇશ્તીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ્મઇદે; અષઓનાંમ્ વંઘુહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજ્મઇદે. અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ. યથા અહૂ વઇર્યો ૧.

( હા ૪૭ )

## નેમો વે ગાથાઓ અષઓનીશ્,

*　*　*　*　*　*　*

૧ સ્પેન્તા મઈન્યૂ વહિશ્તાચા મન ઘ્હા,
હચા અષાત્ શ્યઓથનાચા વચંઘ્હાચા,
અહ્માઈ દાંન્ હઉર્વાતા અમેરેતાતા,
મઝ્દાઓ ક્ષથ્રા આર્મઈતી અહુરો.

( ઉપલો ફકરો બે વખત ભણવો. )

**સાત મહા શક્તિ.** પવિત્ર ભલી બક્ષેશક ગેબી સ્પેન્ત મઇન્યુમાં છે સમાઇ સાતે અમશાસ્પંદાન મહા શક્તિ. શુભ મનશ્નીનો સાહેબ બહમન, આતશ પ્રયોગી સૂક્ષ્મ ભેદક અષ અર્દીબહેશ્ત, શુભ વચનનો સરદાર, સવાબી કામનો સાહેબ શેહેરેવર, પ્યાર ભાવની ખરાં એકીનવાળી બાનું સ્પેન્દામંદ. કરેને દાદાર અહુરમજ્દ તો એઓને કરેલાં આમંત્રણથી ઉતરે આપણા ઉપર સ્પેન્ત મઇન્યુની ઝલેહ* ને મારે બે ભલાભલી આશિષ. ખોર્દાદની તંદુરસ્તી ને સુખ. અમર્દાદની અમર જીંદગી. પવિત્રાઇના કાબુ ઉપર ખુદાતાલાની સાહેબી લટકેલી છે.

પદ: ભલો ગેબી મિનો સ્પેન્ત મઇન્યુ.

---

*ચમક.

૨ અહ્યા મન્યેઉશ્ સ્પેનિશ્તહ્યા વહિશ્તેમ્,
હિજ઼્વા ઉખ્ધાઇશ્ વંઘ્હેઉશ્ એએઆનૂ મનંઘ્હો,
આર્મેતોઇશ્ જ઼સ્તોઇબ્યા બ્યઓથના વેરેજ઼યત્,
ઓયા ચિસ્તી હૂવો પતા અષહ્યા મઝ્દાઓ.

**અષના બાપ પુરૂં કર.** હોય અધુરૂં તે કરો પુરૂં. મહા ધ્રુવી ભલી શક્તિ મંડળના અમશાસ્પંદના અધ્યક્ષ* અહુરમજ઼્દ. ધડકતે હૈયે, નેક નૈયતે, એક ચિત્તે, ચોકખાં મને, ચાહીએ એ પ્રાર્થના. આર્મઇતી જેવા ચોકખા પૂર્ણ પ્યારે, માંથ્ર લલકારે, નમસ્કારે, અષ તેજના નામવર પિતા મજ઼્દાને દ્વારે.

પદ: ચાલો ચાલો ભણતા નમતા દાદારની દરબારે.

---

*પ્રમુખ.

૩ અહ્યા મન્યેઉશ્ ત્વેમ્ અહી તા સ્પેન્તો.
યે અહ્માઈ ગાંમ્ રાન્યોસ્કેરેતીમ્ હેમ-તષત્,
અત્ હોઇ વાસ્તાઈ રામા-દાઓ આર્મઈતીમ્,
હ્યત્ હેમ્ વાહૂ મઝ્દા હેમે-ફ્રશ્તા મનંઘહા.

**અંશાશનો અધિષ્ઠાતા.*** ભલા અંશાશ સ્પેન્ત મઇન્યુનો અધિષ્ઠાતા અહુરમજ્દ. શી કુદરત ખુદાની છે? શી ખુદાની ખુદાઇ છે? કયાની ટોળાંની ખુશીને ખાતર પેદા કીધી તેણે ભલી તેજસ્વી મીનો અંશાશ સ્પેન્ત મઇન્યુ. ઇરાન ભૂમમાં સુલેહનાં ક્ષેત્ર સ્થાપી બક્ષ્યાં સુધાંત-કરણોવાળા માઝ્દયસ્નાનોને. એ શક્તિ પૂર્ણાંકિત† છે ખુદાનાં ખરાંપણાંથી.

પદ : તારીફ કહીએ તેટલી થોડી તારી મીનો.

---

*પ્રમુખ. †પુરૂં ઓળખાયલું.

૪ અહ્માત્ મન્યેઉશ્ રારેષ્યેઇન્તી દ્રેગ્વન્તો,
મઝ્દા સ્પેન્તાત્ નોઈત્ ઈથા અષાઉનો,
કસેઉશ્ચીત્ ના અષાઉને કાથે અંઘહત્,
ઈસ્વાચીત્ હાંસ્ પરઓશ્ અકો દ્રેગ્વાઇતે.

ચુંગાલનો ગલ્બો. એ ભલા મીનોની ચુંગાલના ગલ્બામાં અંધારી અજ્ઞાનતાના ખુરા અચ્ચા કારી ઘાએ ઘવાયા. નથી એ જખમોનો જોખમ મારા ભલા દીનદારોને સર. પણ બેઇમાન ઇસમને સર ખામખા ઉભો છે ભોગનો ભો. નથી એ ભો માઝ્દયસ્નાનોને સર. નથી તે ભો જબુન ગુનેહગારને મારી હટાડનાર પાક સાચી દીનને.

પદ: બેઇમાનને સર ઉભો ભો.

૫ તાચા સ્પેન્તા મઈન્યૂ મઝ્દા અહુરા,
અષાઉને ચોઈશ્ યા-ચી ચીચા વહિશ્તા,
હનરે થ્વક્ષાત્ જ્ઓષાત્ દ્રેગ્વાઓ બક્ષઈતી,
અહ્યા શ્યઓથનાઇશ્ અકાત્ આષ્યાંસ્
મન્ ધ્હો.

**સરસી નરસી.** સ્પેન્ત મઈન્યુને લીધે ખુદા સાહેબ પોતાની ખુશીથી આપે છે પાક પુરુષને આત્મિક હૈયાતીનું શ્રેષ્ટ આરાસ્તક ગાયનસ્થ સંપ સંપાદક સ્થાનક. આઘાં ઘણાં આઘાં ઉંડાં બહુ ઉંડાં ઠાણનો હિસ્સો મળે પાપી જુદદીનને દૂર દૂર. ચકચુર છે તેઓ તો અ-આર્યમનનાં અહેરેમની કામ કરવામાં.

પદ: દૂર દૂર, દૂર દૂર, ઓ કાળાં કામે ચકચુર.

૬ તા દાઓ સ્પેન્તા મઈન્યૂ મઝ્દા અહુરા,
આથ્રા વંઘહાઉ વીદાઈતીમ્ રાનોઈબ્યા,
આર્મતોઈશ્ દેબાંઝંઘહા અષ્ખ્યાચા,
હા-ઝી પોઉરુશ્ ઇષેન્તો વાઉરાઇતે.

**માનનીય* શ્રધ્ધા.†** મહા આશિષાંક્તિ‡ એઉ બક્ષીશ આપો અમને રૂડી કુદરત સ્પેન્ત મઇન્યુથી. આતશ રોશનીનાં જ્ઞાનને અવેજે કરો તેમની એનાયત એકરારયાન ને ઇનકારયાન વચ્ચે ફાલાની વાંટણીનો સવાલ નિકળે તે સમયે અમને એ આપો. તેથી માઝ્દયસ્ની દીનનો જય થાય જ્યાદા. આજ્ઞાંક્તિ સરોષની તાબેદારીની હકીકતે. આર્મઇતીથી ધોવાઇને ધોતાં ધાતાં થયલાં અંતકરણે. એકીનની માનનીય શ્રધ્ધાના અંકુર§ સ્ફુરાયાને સબબે.

પદ: એકરારી ઇનકારી બન્યારી તકરારી.

---

*માનને લાયક. †આસ્થા. ‡આશિષ આપતું.
§મૂળ; હેતુ.

સ્પેન્તા મઇન્યૂ વહિસ્તાચ્યા મનંઘહા,
હચા અષાત્ શ્યઓથનાચ્યા વચંઘહાચ્યા.
અષ્માઇ દાંનૂ હઉર્વાતા અમેરેતાતા,
મજ઼્દાઓ ક્ષથ્રા આર્મઇતી અહુરો.

(ઉપલો ફકરો બે વખત ભણવો.)

અષેમ્ વોહૂ ૩. સ્પેન્તા-મઇન્યૂમ્ હાઇતીમ્ યજ઼મઇદે. યેંઘહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘહો મજ઼્દાઓ અહુરો વએથા અષાત્ હચા યાઓંઘહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજ઼મઇદે.

## (હા ૪૮)

૧ યેજી અદાઈશ્ અષા દ્રુજેમ્ વેંધહઈતી,
હ્યત્ આંસષુતા યા દઇબિતાના ફ્રઓખ્તા,
અમેરેતાઈતી દએવાઈશ્ચા મષ્યાઈશ્ચા,
અત્ તોઈ સવાઇશ્ વહ્મેમ્ વક્ષત્ અહુરા.

**ફતેહની આગાહી.** જીતશું અષનાં તેજી કીરણનાં આકર્ષણ સાધને છુટાડયાં બાણે. પલીદ જુઠણ દ્રુજનની હુમલો લઈ આવેલી ખરાબીના ઝઘડામાં. જંગમાં વિશેષ વિજયીપણે વધીને ત્યારેજ ધસવા પામશે અમારી ધારી નેમ. પરવડશેબી ત્યારેજ દુરવંદ જુદદીનના ખોટા દેવતાઓનું ઉઘાડું પાડવાનું ખોટું તરકટ. ખુદાનું ચહાવું છે તો મળશે માતબર ફળ અમને અમારી પઢેલી તવંગર દુઆઓનાં. ન કદમ કદમ પણ જોશ બ જોશ આગળ વધશે ખુદાઇ પરસ્તીનો પૂર બાગો બહાર.

પદ: નાગર* જના, ઝગડો તો જીતશું.

---

*શહેરનો રહેનાર.

૨ વઓચા-મોઈ યા ત્વેમ્ વીદ્વાઓ અહુરા,
પરા હ્યત્ મા યા મેંગ્ પરેથા જિમઇતી,
કત્ અષવા મઝ્દા વેંગહત્ દ્રેગ્વન્તેમ્,
હા-જી અંઘ્હેઉશ્ વંઘ્ઉહી વિસ્તા આકેરેતિશ્.

**તકરારી વઢવાડ.** તેથી અય મોટા મહારાજ. તમને માલમ પણ અમને ન માલમ એવી ગુપ્ત વિદ્યાની રોશની મારામાં જગાવી દો. ધર્મની સભા બીચ* મંતકીની તકરારી વઢવાડ આવી પડી હતી. તેમ જંગની ફનાફની સર પર ધુમે ત્યારે મારા ચેલાઓનાં ટોળાં બીચ હું થાતું યશસ્વી.† જીતવુંજ એ તો માઝ્દયસ્નાનની જીંદગીનું સેવટ.

પદ: ન પીઠ ફેરવે માઝ્દયસ્નાન કદી.

---

*વચ્ચે. †કીર્ત્તિમાન.

**૩ અત્ વએદેમ્નાઈ વહિશ્તા સાસ્નનાંમ્,**

**યાંમ્ હુદાઓ સાસ્તી અષા અહુરો,**

**સ્પેન્તો વીદ્વાઓ યએચીત્ ગૂઝ્રા સેંઘ્હા-ઓંઘ્હો,**

**થ્વાવાંસ્ મઝ્દા વંઘ્હેઉશ્ ખ્રથ્વા મનંઘ્હો.**

**અંશમાં મેળવી દીધો.** ચતુર ચેલો ચેતેલો છે કે તું હક નામ સાહેબના નિમેલા નિયમ કયા કયા. સત્યાંશથી બોલાયલા છે એ નિયમ. તેમના ભણનારાઓ માટે છે ખુબીના ભરેલા નવાજી નેહાલ કરનાર. ઉદ્યમી ભણતરી સુઘડ સુ મનની સમજણાધારે પોતાની નેક શક્તિનો કાપાલિક* બાણ ફુટાડી પોતાનો જોર મેળવી લે છે તારા અંશમાં.

પદઃ તને મળવાને બાણ ફુટાડયો કાપાલિક.

*માથાની ખોપરીને લગતું.

**૪ યે દાત્ મનો વહ્યો મઝ્દા અષ્યસ્ચા,**

**હ્વો દએનાંમ્ ષ્યઓથનાચા વચંઘહાચા,**

**અહ્યા જ્અોષેંગ્ ઉશ્તિશ્ વરેને ગ્ હચઇતે,**

**થ્વહ્મી ખ્રતાઓ અપેમેમ્ નના અંઘહત્.**

**ધાર્યું થાય.** અંતર જ્ઞાન યોગે ચિત્તને બેહતરી કે બદતરીમાં વળગાડનારનું જેવું ચાહ્યું તેવું થાય. જેવી કેરદાર તેવું રૂપક દેખાય. ભિન્ન પ્રકારના માર્ગો માનનારાઓના રસ્તા આખર જુદા પડવાનાજ. પૃથક* પૃથક રૂપકમાં નજર પડવાના.

પદ: કેવી કુદરત ખુદાની છે કે યથા શ્રધ્ધા તથા ફળ.

*જુદું.

૫ હુક્ષથ્રા ક્ષેન્તાંમ્ મા-ને દુશે-ક્ષથ્રા ક્ષેન્તા,
વંઘ્હુયાઓ ચિસ્તોઇશ્ ષ્યઓથનાઇશ્ આર્મઇતે,
યઓઝ્દાઓ મષ્યાઈ અઇપી ઝાંથેમ્ વહિશ્તા,
ગવોઈ વેરેઝ્યાતાંમ્ તાંમ્ ને ખ્રેથાઈ ફ્ષુયો.

**ખુદાઈ ખોરાક.** લાયક રાજવંશીઓજ સારી રીતની સત્તા ચલાવી શકે. સુ નીતિના શાણા વહીવટથી તેઓ રાજગાદી ભોગવે. અય અંતકરણોને શુધ્ધ કરનારી મહાબાનું નામદાર સરકાર સરદાર સ્પેન્દાર્મદ. ઉતાર તારી બક્ષેશોના ઉત્તમ આશીર્વાદ ખરા એકીનદાર માઝ્દયસ્નાન પાદશાહ પર. કયાનીઆનોની ધારણા તેથી નીર્વિધ્ને* પાર પાડવામાં તે સાધન ભુત થાય. ખવાડ તું ઇરાની આત્માઓને ભલી દીનનો આત્મિક ખુદાઇ ખોરાક.

પદ: મહાબાનું ઇરાની માય સરદાર સરકાર.

*અડચણ વગર.

૬ હા-જી-ને હુષોઇથેમા હા-ને ઉતયૂઈતીમ્,
દાત્ તેવીષીમ્ વંઘ્હેઉશ્ મનંઘ્હો બેરેખ્ધે,
અત્ અખ્યાઇ અષા મઝ્દાઓ ઉર્વરાઓ
વક્ષત્,
અહુરો અંઘ્હેઉશ્ જાંઘોઈ પઓઉરૂયેહ્યા.

**ભલાઇનો સંસાર.** તું મહેરવંતી બાનુની માયાથી માઝ્દયસ્નાનોનાં ઘરબારને ગામ આબાદીમાં આવે છે. સંપીલાપણાંનાં હમપએવંદ ચકરનો જોર તેમનાંમાં જારી થાય છે. તેમનો સંસાર ભલી ભલાઇથી ચાલે છે. ઉતરે છે તેમના પર બહ્મનની નેક નૈયત તણી રક્ષા. દુનિયા સરજવા માંડી ત્યારથી તે સાહેબે માઝ્દયસ્નાનોનાં પોષણ માટે ઉપજાવી ઉત્પન્ન કર્યાં પાણી અને વનસ્પતીના બધાં સાધન, સંજોગ.

પદ: છે એ હેશાન તમારાં; અય સાહેબ અમારા.

**૭ ની અએષેમો ની ઘાતાંમ્ પઈતી રેમેમ્ પઈતી**
**સ્યોજ્દૂમ્,**
**યોઈ આ વંઘ્હેઉશ્ મનંઘ્હો દીદ્રઘ્જ઼ોદુયે,**
**અષા વ્યાંમ્ યેહ્યા હિથાઉશ્ ના સ્પેન્તો,**
**અત્ હોઈ દામાંમ્ થ્વહ્મી આ-દાંમ્ અહુરા.**

**દુષ્ટ કૃત્યા.** નાખો જીબ્ભી પટકી ગુસ્સાણ્યો શાંતિ-શત્રુ દેવડો એષ્મ. મારી નાખો સુસ્તાન્યો, રીમન્યો દેવડો રેમ.* બહ્મનની સુ અંશી અસરમાં ખલલ કરી તેનાં સારાં પરિણામો મટાડી નાખવા એ એ દુષ્ટ કૃત્યા હરગીઝ પાછી હઠતી નથી. અષના પવિત્ર પંથાનીઓને દીનની પોશતપનાહીમાંથી ખેંચી કાઢવાની આકાક્ષાંના† લોભ લાલચમાં લટકીને તેઓ કુટાયા કરે છે. માજ઼્દયસ્નાનોને મુંઝવી તેમનાં આર્યન ધારણામાંથી કાઢી મુકી રખડતા રઝળતા કરવા માંગે છે.

પદ: લટકી આશામાં કાળી કૃત્યા.

*એક દીન દુશ્મન. †ઇચ્છા.

